# બાળકની વાતો

ભાગ ૨ જો



સંપાદક:—

ભીખાભાઈ વ્યાસ.

પુરુષોત્તમ ગ્રંથમાળા—૭

# બાળકની વાતો

## ભાગ ૨ જો



સંપાદકઃ

ભીખાભાઈ પુરુષોત્તમ વ્યાસ

—: તંત્રી :—

" બાળક " અને "પંચમહાલ રેવાકાંઠા વર્તમાન"



૦—૪—૦

પ્રકાશકઃ—

ભીખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ

" બાળક " કાર્યાલય—ગોધરા

આવૃત્તિ ૧ લી  પ્રત ૬૨૫  સને

મુદ્રકઃ—

રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદી

સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસ

ભટવાડી પોળ—ઉમ[illegible]

# પ્રસ્તાવના.



થોડાક માસ પર બાળકની ૨૭ વાતોની નાનકડી ચોપડી બહાર પડી, તેનો ઠીક ઉપાડ થયો. ત્યાર છી તેની અંદર બીજી ૩૩ વાતોનો વધારો કરવાના હેતુથી ા બાળકની વાતોનો બીજો ભાગ ફક્ત ચાર જ આનાની િંમતનો પ્રગટ કરતાં આનંદ થાય છે. નાની નાની વાતો ાળકો હોંશથી વાંચે સાંભળે, અને આનંદ સાથે જ્ઞાન પેદા એમ ધારી આવી બાળવાતોની ચોપડીઓનો ફેલાવો . આ સાહસ કરેજ જવાય છે.

"બાળક" દ્વૈમાસિક હવે તો માસિક સ્વરૂપે ગુજરાતમાં સસ્તામાં સસ્તા માસિક તરીકે પ્રગટ થતાં ઘણું બાળસાહિત્ય આપી શકાશે. તેમાં આવતી સુંદર, નાનકડી ાતો બાળકોના ઉપયોગમાં સર્વ સામાન્ય રીતે આવે તે રીતે આવી નાનકડી ઘણી વાતો નાનકડા પુસ્તકમાં મૂકવા ભુ સહુમદદ થાય એવી પ્રાર્થના છે.

ગોધરા
અનંત ચતુર્દશી, ૧૯૮૩

ભી. પુ. વ્યાસ

## સંપાદકનાં પુસ્તકો

| | |
|---|---|
| સીતા (પૂર્વાર્ધ) | ૧—૦ |
| સીતા (ઉત્તરાર્ધ) | ૦-૧૨ |
| ગુંજાનોવર | ૨—૦ |
| ભયંકર ભુજંગ (સીલક નથી) | ૧—૮ |
| ભારત વીર | ૦—૮ |
| બાળકની વાતો | ૦—૬ |
| બાળકની વાતો ભાગ ૨ | ૦—૪ |
| બાળક પુસ્તક ૧ (સીલક નથી) | ૨—૦ |
| બાળક પુસ્તક ૨ | ૨—૦ |
| બાળક પુસ્તક ૩ | ૨—૦ |
| બાળક પુસ્તક ૪ | ૨—૦ |
| બાળક પુસ્તક ૫ | ૨—૦ |
| રાષ્ટ્ર ગરબી (સીલક નથી) | ૦—૪ |
| રાષ્ટ્ર કીર્તન | ૦—૪ |
| મનોકામના સિદ્ધી | ૧—૦ |

## અનુક્રમણિકાઃ—

ચિ. સાવિત્રીને

અર્પણ

# બાળકની વાતો ભા. ૨.

## સોબત તેવી અસર.

"પોતાનામાં રોકાએલા ભકતોનું પ્રભુ પોતે યોગક્ષેમ કરી લે છે"

કોઇ એક શિકારી જંગલમાં આમતેમ ભટકતો હતો. મધ્યાહ્ન કાળ થવા આવ્યો છતાં તેને કંઇ પણ શિકાર ન મળ્યો. ભુખ અને તરસથી કંઠ રૂંધાતો હતો. ત્યાં લાંબી દૃષ્ટિ નાખતાં કેટલેક દુર એક નાનકડું તળાવ હોય તેમ પક્ષીઓના વિહારથી તેને જણાયું. વગર વિલંબે તે તળાવ તરફ દોડયો, ત્યાં જઇ પાણી પીધું. હાથ પગ મસળી મસળીને ધોયા, પાણીથી તેનો થાક ઉતરી ગયો અને ભુખ પણ કંઇક નરમ પડી. તેજ તળાવને કાંઠે એક નાનકડું શિવાલય હતું. અને ત્યાં "બંબભોળા હરહર મહાદેવ" કહી ઘંટડી વગાડી, પુજારી મહાદેવને જળ ચડાવતો હતો. તે તળાવની આજુબાજુ હરણાં, સારસાં વગેરે દૃષ્ટિએ પડતાં. તેથી શિકારની આશાએ શિકારી શિવાલયની સોડમાં સંતાયો. આ શિવાલયની આજુબાજુ હરણાં, સારસાં સ્વેચ્છાનુસાર ફરી શકતાં. પુજારીની ઘંટડીના મધુર સ્વરથી અને મધ્યાહ્ન-કાળ થયેલો હોવાથી કેટલાંક હરણાં તળાવમાં પાણી પીવા આવ્યાં. પણ પાણી છોડી દઇ તે સ્વરમાં એવાં લીન થઇ ગયાં કે કોઇને પોતાના દેહનું પણ ભાન ન રહ્યું. શિવાલયની સોડમાં સંતાયેલા શિકારીએ ઝડપથી એક હરણીના બચ્ચાને

પકડી લીધું. પોતાનામાં લીન થનાર ભકતોનું પ્રભુ પોતે યોગક્ષેમ કરી લે છે. તે પ્રમાણે શિવ યતિરૂપ ધારણ કરી શિકારી પાસે ગયા અને બોલ્યા. બચ્ચા, મધ્યાહ્નકાળ થઇ ગયો છે. સર્વ માણસોને જમવાનો વખત થયો પણ તું હજી જમ્યો હોય તેમ લાગતું નથી. માટે તારી ઇચ્છાનુસાર જે જોઇએ તે માગ. ”

શિકારી બોલ્યો, “ મહારાજ, મારા આખા કુટુંબના ઉદર નિર્વાહ માટે આટલી હરણી પૂરતી નથી મને એકના બદલે અનેક મળે તેવું કરો. ”

યતિ—એમાં તો શું મોટી વાત છે. જો તું આ હરણના બચ્ચાને છોડી દે તો તે તેના મિત્રો અને સ્નેહી જનોને અહીં તેડી લાવે. પછી તારે મહેનત કરવાની ક્યાં વાત રહી !

શિકારી—ત્યારે આ હરિણના બચ્ચાને છોડી દઉં તો—

યતિ—છોડી દે તો એકના બદલે અનેક મળે. આ શબ્દોની સાથેજ હરિણ શિકારીના પંજામાંથી મુકત થયું. થોડી વારમાં પુજારીની ઘંટડી બંધ થઇ. હરણાં પોતાના સ્થાને ચાલ્યાં ગયાં. ત્યાર પછી યતિ પણ અદૃશ્ય થયા. જંગલમાં શિકારી એકલો પડયો, અને હવે તેને પોતાની ભુલ સમજાઇ. શિકાર માટે તેણે ઘણા ઉધામા કર્યા અને તળાવથી ઘણે દૂર નીકળી ગયો. જ્યાં ઘાડી ઝાડી હતી અને પાણીનું ટીપું સરખુંએ નં મળે. સૂર્યના નમતા સમયમાં

શિકારીની ક્ષુધા બહુ વધી ગઇ. અને તેવા વેરાન જંગલમાં આકુળ વ્યાકુળ થઇ નીચેનો શ્લોક બોલતો ઝાડની છાયામાં બેઠો.

" કાલના બેય કરતાં, આજનું એક સારૂં,
બેયથી આ પ્રાણ જાયે, બેય કરતાં એક ચારૂં. "

ચોદિશ દૃષ્ટિ ફેરવતાં વળી આગળ એક પર્ણકુટી હોય તેવો આભાસ થયો. શિકારી ત્યાંથી ઉઠી પર્ણકુટીમાં જઇ યતિના ચરણમાં લટી પડયો. એકદમ તેને પૂર્વજન્મનું ભાન થયું. શિકારીનાં ચક્ષુઓ ખુલ્યાં, અને હવેથી શિકાર ન કરવાની શરતે અન્ન જળ દીધું. યતિની આ પ્રસાદમય વિભૂતિએ કંઇ અજબ ફેરફાર કરી નાખ્યો. અને આગળ જતાં આ શિકારી શિવભકત નામે ઓળખાયો.

પુરૂષોત્તમ છ. શાહ



# વર્ષા



ઓટલા પર કટલાંક બાળકો રમતાં હતાં ત્યાં રમુ અને કમુ જઈ પહોંચ્યાં. વખત ચોમાસાનો હોવાથી વરસાદ ટપક ટપક થતો. તે જોઇ કમુ બોલી ઉઠયો:—મેઘ આવે, મેઘ આવે !

ઝરમર ઝરમર મેઘ આવે ! ! !
દેખો ભાઇઓ મેઘ આવે,
આકાશેથી કંઇ કંઈ લાવે;
આકાશીઓ સુધા જમીએ
મેઘ આવે ! ઝરમર ઝરમર મેઘ આવે !

રમુ:—ભાઈ ખરી વાત કહે છે, આ પશ્ચિમ બાજુ તો જોને !

સૂરજ તો આભે સંતાયે,
દુનિયામાં તે નવ દેખાયે,
કાળું કાળું આભે છવાયે,
અહીંઆં તહીંઆં નાસે વાયે
મેઘ આવે ! ઝરમર ઝરમર મેઘ આવે !

નટુ:–અરે અહીં જોને ! આ બધે પાણી પાણી થઇ ગયું.

જલની મોટી ધારા છુટી,
રખે મેઘ તું કરતો ત્રુટી

મુશળધારે વર્ષા આવે,
સહુને મનડે તે ભાવે
મેઘ આવે ! ઝરમર ઝરમર મેઘ આવે !

રમુઃ—ચાલ ચાલ ભાઇ, બહુ વરસાદ આવ્યો, હવે આપણે ઘેર જતા રહીએ. જો જો, જરા ત્યાં જોઇ લે !

ચાલ બાલુડા નાસી જઇએ;
નાસીને ઘર ભેગા થઇએ,
પક્ષીઓ માળામાં પેઠાં
સૌ જનો ઘરમાંહી બેઠા.
મેઘ આવે ! ઝરમર ઝરમર મેઘ આવે !

કમુઃ—શા માટે આ વરસાદ આવતો હશે ?

નટુઃ—એટલુંએ જાણતો નથી, જો સાંભળ.

ઝાડ ઝાડુવાં પાણી માગે,
ખેડુતની નોબતો વાગે
સહુ જણ તેથી રંજન થાયે,
પ્રફુલ્લતા જામે છે કાયે.
મેઘ આવે ! ઝરમર ઝરમર મેઘ આવે !

થોડી વારમાં વરસાદ બંધ થયો, અને બાળકો રમતમાં તલ્લીન થયાં. બાળકો ! તમારાં નિર્દોષ હાસ્ય બહુ ગમે છે હોં !

પુરુષોત્તમ શાહ.

# વાણીયાની ચતુરાઈ



રતીલાલ શેઠ ગામમાં ધીરધારનો ધંધો કરતા. તેમની દુકાને આસપાસના ગામડાઓના માણસો પૈસા વ્યાજે લેવા ઘણા આવતા. શેઠ હતા જરા લોભી એટલે નોકર ન રાખતા. અને ઉઘરાણીએ પંડે જતા. એક દિવસ શેઠ પાસેના ગામડામાં ઉઘરાણીએ ગએલા અને ત્યાંથી પૈસા લઇ ઘેર આવતાં જરા મોડું થયું. રસ્તો ઝાડીવાળો હોવાથી, ચોર લુંટારાઓનો ઘણો ભય રહેતો. ગામડીઆએ શેઠને રાત રહી જવા બહુ આગ્રહ કર્યો પણ શેઠે ન માન્યું.

થોડું ચાલ્યા પછી, સૂર્ય આથમ્યો અને અંધારૂં થયું. શેઠના પગ ઉતાવળે પડતા હતા. એવામાં દૂરથી ચાર કોળીઓને હાથમાં ધારીયા લઇને જતા જોયા. થોડીવારે એ બધા તેની તરફ આવતા હોય એમ માલુમ પડયું એટલે શેઠ ગભરાઇ ગયા. પાસે પૈસા હતા, તે લુંટાઇ જશે એ બ્હીકે એ ધ્રુજવા મંડયા. પણ બુદ્ધિશાળી હોવાથી શાંત થઇ, એક યુક્તિ એમણે ખોળી કાઢી.

તરતજ નીચે બેસીને તેમણે ધોતીયું પાથર્યું. અને રૂપીઆનો ઢગલો કરી બૂમો પાડવા લાગ્યા, "ચાલો, ભાઈ, આવતા ભવને ઉધારે રૂપીઆ. વગર વ્યાજના." શેઠ વ્યાજ વટાવનો ધંધો કરતા હોવાથી જાણીતા હતા. ચોરોએ ધાર્યું

કે જો આને લુંગીશું તો લુંટારા ગણાઇશું અને ગુન્હેગાર થશું. પરંતુ જો વ્યાજે લેશું તો ક્યાં આવતા ભવે ઉઘરાણી કરવા આવનાર છે ! આવતા ભવની કોને ખબર પડે છે ?

ચોરો પોતાનાજ ગામના હોવાથી શેઠ ઓળખતા હતા. પેલા ચોરે આવી રામ રામ કર્યા અને આવતા ભવના ઉધારે રૂપીઆ લીધા. ત્યાં કાંઇ ખત કે સહીં સાક્ષી કરવાની ન હતી.

પણ વાણીયાભાઇ કાંઇ કાચા ન હતા. તેમણે સાક્ષી માગ્યો. પણ ત્યાં કોને સાક્ષી લાવે ! એટલામાં એક વગડાઉ મીંદડો ત્યાંથી પસાર થયો. એને જતો જોઇ કોળીઓએ કહ્યું કે ''આ મીંદડો એ અમારો સાક્ષી.'' વાણીયાએ પણ કબુલ રાખ્યો. અને સહુ સહુને રસ્તે પડયા.

રતીલાલ શેઠે ઘેર આવી પેલા કોળીઓ ઉપર ફરીયાદ કરી. કચેરીમાં એમના ઉપર કેસ ચાલ્યો. પેલાઓએ તદન ઇનકાર કર્યો કે અમે એમની પાસેથી બીલકુલ રૂપીઆ લીધાજ નથી. અને જો એણે અમને આપ્યા હોય તો ખત સહી કે સાક્ષી લાવે.

કચેરીએ વાણીયાભાઇને સાક્ષી લઇને હાજર થવા ફરમાવ્યું.

શેઠને લાગ્યું કે આ તો ખોટું થયું. હવે સાક્ષી કયાંથી લાવવો ? અને મીંદડો કાંઇ થોડોજ સાક્ષી પૂરવાનો

હતો ? પણ બુદ્ધિ કાંઇ કોઇના બાપની છે ? તેણે એક યુક્તિ ખોળી કાઢી.

શેઠને ઘેર એક તાજી મીંદડી વીયાએલી હતી. તેનાં નાનાં બચ્ચાંઓને શેઠે દૂધ પાઇ ઉછેરવા માંડયાં. થોડા દિવસ પછી એ મોટાં થયાં. ત્યારે શેઠ એ બચ્ચાંઓને કોથળામાં નાંખી કચેરીમાં હાજર થયા.

કોળીઓના કહેવા મુજબ, ન્યાયાધીશે સાક્ષી માગ્યા. એટલે તરતજ શેઠ કોથળો, ન્યાયાધીશના ટેબલ પર ખંખેર્યો એટલે પેલાં બચ્ચાંઓ બહાર નીકળ્યાં. એ જોઇ પેલા કોળીઓ તરતજ બૂમ પાડી ઉઠયા. "સાહેબ, એ નહિ, આ તો નાનાં છે અને પેલો તો મોટો મીંદડો હતો."

ન્યાયાધીશ સમજ્યા કે વાણીયાએ યુક્તિ બરાબર લડાવી. તેથી કોળીઓએ મોઢેજ કબુલ કરી દીધું કે રૂપીઆ તો લીધા છે પણ આ મીંદડાની સાક્ષીમાં નહિ પરંતુ બીજા મોટા મીંદડાની.

આ ઉપરથી ન્યાયાધીશે શેઠને પેલા કોળીઓ પાસેથી પૈસા અપાવ્યા અને શેઠને તેની ચતુરાઈ માટે સાબાશી આપી.

**મનુભાઈ જોધાણી.**



# બુદ્ધી આગળ બળ પાણી ભરે છે



કોઈ એક ગામમાં ગોવાળ રહેતો હતો. તે બકરાં ચારવાનું કામ કરતો હતો, તેને એક ડુંગરમાં રહેતા વાઘ સાથે ભાઇબંધી હતી. તે હંમેશાં એક બકરૂં વાઘને ભક્ષ માટે આપતો હતો.

આ બનાવ હંમેશાં એક શિઆળ જોયા કરતું હતું. તેથી તેના મનમાં અદેખાઈ આવી ને બન્ને જણને સામા સામી તકરાર કરાવી, તેમની ભાઇબંધી છોડાવવાનું મન થયું. કારણ કે શિઆળને વગર મહેનતનો શિકાર મલતો ન હતો. ગોવાળ એક બકરૂં તેની બોડમાં મૂકી આવતો હતો. તેથી વધેલો શિકાર તેની (વાઘની) પાસે ને પાસેજ રહેતો હતો. કદાચ વાઘ બોડ મુકી બીજે ઠેકાણે શિકાર પકડવા જાય તો શિઆળને બાકી રહેલો શિકાર હાથ આવે તેથી બંને જણને તકરાર કરાવી યમ શરણ પહોંચાડવા યુકિત રચી.

એક દિવસ ગોવાળને ઘેર શિઆળ ગયું. ને તેને કહેવા લાગ્યું કે આજે તારો ભાઇબંધ જે વાઘ છે તે ઘણો જ ગુસ્સે થયો છે. મને એક બકરાથી પુરૂ થઇ શકતું શકતું નથી માટે એણે આજ આવતાની સાથેજ તેને મારી નાખું ને બધાં બકરાં સુખેથી ખાઉં એવો ઠરાવ કર્યો છે. માટે આજે તું જે હથિયાર હોય તે લઇને આવજે. હું તો

તારા ભલાને માટે કહેવા આવ્યો છું. આવું કહી શિઆળ ત્યાંથી ચાલી નીકળ્યું, ને વાઘને ઠેકાણે જઇ વાઘને કહેવા લાગ્યું; કે જે ગોવાળ તારો ભાઇબંધ છે તે તમોને મારી નાખવા તીરકામઠું લઇ આવનાર છે. કારણ કે વાઘ મારાં ઘણાં બકરાં ખાઇ જાય છે તેથી તેને મારી મારાં બકરાં બચાવું માટે તમારે ચેતવું હોય તો ચેતજો. એમ કહી શિઆળ દૂર જઇને સંતાઇ ગયું. પછી તરત ગોવાળ બકરાં લઇ હાથમાં તીરકામઠું પકડી કામઠાની પણછમાં બે જોડ તીર જોડી વાઘને કહેવા લાગ્યો કે ચાલ આવી જા. પછી વાઘની આંખોમાં ઝેર પસરી વળ્યું. ને બધાં બકરાં મારી નાખ્યાં. પછી વાઘ કહેવા લાગ્યો કે તારા હથિયારનો ઉપયોગ કરી લે. તેટલામાં ગોવાળે બે સાંધેલાં તીર જોસથી છોડી મૂકીને વાઘની છાતી વીંધી નાખી. વીંધી નાખતાંની સાથેજ વાઘ ઉછળ્યો, ને ગોવાળ ઉપર કૂદકો મારી તેની બોચી ઝાલી બચકું ભરી મારી નાખ્યો. થોડી વાર રહીને વાઘના પણ પ્રાણ ગયા. બકરાં, ગોવાળ, વાઘ બધાં યમ શરણ થઇ ગયાં. શિઆળે મનમાં ધાર્યું હતું તેમ થયું.

હવે દૂર બેઠેલું શિઆળ સંતાઇને આ બધું જોયા કરતું હતું. તે ત્યાં આવી પહોંચ્યું, ને મનમાં ને મનમાં કહેવા લાગ્યું કે હવે આપણી જીંદગીનું દરદળ ગયું. પુષ્કળ શિકાર મળ્યો. તે હરખાઇ ખાવા બેઠું. તેવામાં તેની નજર ઉભેલા તીરકામઠા પર ગઇ. ચોમાસાની ઋતુ હતી તેથી જે વખતે ગોવાળ ઉપર વાઘે તરાપ મારી તેજ વખતે કામઠું

ઉભું રોપાઇ ગયું હતું પછી મનમાં વિચાર કર્યો કે હજુ આ દરદ તો ઉભું છું એમ કહી તેની આગળ આવી કામઠાની પણછની દોરી કાપે છે, તેટલામાં દોરી તૂટવાથી કામઠું ઉછળ્યું ને શિઆળના માથામાં જોસથી વાગવાથી શિઆળ મરી ગયું. એકનું ભુડું તાકયું તો બધાનું ભુંડું થયું.

હવે આ ઠેકાણે એક સસલું રખડતું રખડતું આવી પહોંચ્યું તેને ખરાબ વાસ આવવાથી ખાખરાના પાંદડાંની ગુફામાં જઇ બેઠું. ત્યાં આગળ એક બીજો વાઘ આવી પહોંચ્યો ને કહેવા લાગ્યો, કે હે પ્રભુ, આ શો ગજબ. આટલા બધા જીવ લેનાર એવો કોણ વીર હશે કે મારી જાતનાને પણ મારી નાખ્યો છે. તેવામાં ખાખરા નીચે બેઠેલા સસલાએ કહ્યું કે હું મરદ બધાંને મારનાર છું. તેથી વાઘે જાણ્યું કે નિશ્ચે મોત આવ્યું. એમ કહી નાસવા માંડયું. પછી સસલો તેનું પાણી બતાવવા તેની પાછળ દોડયો. વાઘ દોડતો જાય છે તેવામાં એક માણસ મળ્યો, કે હે ભાઇ તારો શિકાર આવે છે. માટે તેને મારી મને મુકત કર. પણ તારી સ્રીને કહેતો નહિ કે વાઘે શિકાર બતાવ્યો ને મેં માર્યો. પછી સસલું ભેગું થવાથી પેલા માણસે તેને મારી નાખ્યું. મરતી વેળા સસલું બોલ્યું કે અભિમાન પલકમાં ટાળી દે છે.

સસલું લઇ માણસ ઘેર ગયો તેને તૈયાર કરી ખાવા બેસવાની ગોઠવણ થઇ, પણ સ્રીએ કહ્યું કે તમો શી રીતે મારી લાવ્યા તે બીના કહો. ત્યારે જમવાની ગોઠવણ થશે.

પેલા માણસે ઘણુંએ સમજાવ્યું પણ સ્ત્રીએ હઠ છોડી નહિ. ને સઘળી બીના જણાવી દીધી. આ બીના પેલો વાઘ ઘરના કરા નજીક આવી સાંભળતો હતો. રાત્રે સુઇ ગયા પછી ઘરમાં પેસી ખાટલામાં પેલો માણસ સુઇ રહ્યો હતો તેને ખાટલા સહીત જંગલમાં લઇ ગયો. ને ખાવાનો વિચાર કર્યો. આ માણસ જાગ્યો. તેના આંખના મોટા ડોળા નીકળી પડયા તેથી વાઘે તેને ઉધ્યો વાળ્યો. પછી તેનાં લુગડાં બધાં વાઘે કાઢી નાખ્યાં. તે વખતે પેલા માણસનું પેટ ઉંચું નીચું થતું હતું. તેથી વાઘે પૂછ્યું. અલ્યા આમ કેમ થાય છે. ત્યારે પેલો માણસ બોલ્યો કે ભાઇ સાહેબ રાતનો ખાધેલો સસો પાછો નીકળવા કરે છે. તેથી એમ થાય છે. ત્યારે વાઘ બોલ્યો. મારા મહેરબાન, હમણાં ના નીકળવા દઇશ. મને નાસી જવા દે, એટલે પેલા માણસે કહ્યું, કે ભાઇ સાહેબ, નાસવું હોય તો નાસો. એટલે વાઘ પેલા સસલાની બીક લાગવાથી ખરેખરી મૂકી દીધી ને પેલો માણસ ખાટલા સહીત સવારે ઘેર ગયો.

શનાભાઈ દામોદર બારીયા



# રમુને તો કાંઈ પરવા નથી.



દોઢ વરસનો રમુ હતો. ભીંતને ટેકે ટેકે તે ન્હાની ન્હાની પગલીઓ ભરી ભરી ફરતો. શરીરે નિરોગી હતો. મન ફાવે તેમ વર્તનાર હતો. તેને કોઇ વ્હાલુંએ નહિ. જે બોલાવે તેની પાસે જાય. કોઇનાથી જાણે ઓળખાણ પણ નહિ અને કોઇનાથી અજાણ્યો પણ નહિ, તેને તો સૌ સરખું. રમુના બાપા તેને જોઇ જોઇને ખુશી ખુશી થઇ જતા. પોતાના પર ઇશ્વરનો આશિર્વાદ છે એમ તેઓ માનતા. ન્હાના રમુને રમતો જોઇ તેમણે વિચાર્યું—કે આના વાસ્તે સારી સારી રમવાની વસ્તુઓ લાવું. તેઓ તો બજારમાં ગયા. છબીવાળાની દુકાને આવી ઉભા. જાત જાતની છબીઓ લીધી. ત્યાંથી આગળ ચાલ્યા. લાકડાનાં રમકડાંવાળી દુકાન આવી. લાકડાનાં રમકડાં લીધાં. એ બધું લેઇ ઘેર આવ્યા. . .

રમુને પેલી છબીઓ દેખાડી. રમુ ત્યાં ઘસણીએ આવ્યો. તેણે છબી હાથમાં લીધી. ઘડીવાર જોઇ લીધી અને ચૂંથવા માંડી. જોત જોતામાં ફાડી નાખી.

માટીનાં રમકડાં આપ્યાં. ઘડીવાર જોયાં અને ભાગી નાંખ્યાં. લાકડાનાં રમકડાં આપ્યાં. ઘડીવાર જોયાં અને ફેંકી દીધાં. તેના બાપાને તો આ બનાવ જોઇ આશ્ચર્ય ઉપજ્યું.

અને બબડવા લાગ્યા. અહો ! આવા સુંદર ચિત્રો, અને રમકડાંની રમુને તો કાંઇ પરવા નથી. આમ ચાલી રહ્યું છે, એટલામાં રમુની બા ત્યાં આવી. તેને જોઇને રમુ જોવા લાગ્યો. તેની બાએ તેને લઇ લીધો. સાલ્લાના પાલવમાં ઢાંકી દીધો. રમુ તો રડતો બંધ થયો. અને ખુશી ખુશી થઇ હસવા લાગ્યો.

"મંગળદાસ ચતુર્ભુજ કવિ."



# ગરીબ બિચારો

ભૂલો ઢેડને ઘેર જનમ્યો એ એનાં મહા પાપ. ખાવાના સાંસા, પહેરવાનું કયાંથી મળે ? લાખ તોયે ધર્મે હિંદુ તો ખરો. કુટુમ્બમાં ચાર પાંચ બાળક અને સ્ત્રી. બધાનું ભરણ પોષણ મજુરીથી કરતો પણ અડધું પડધું.

દેશમાં દુકાળ. ભૂલાની હાલત માઠી આવી. પાંચ દિવસથી ખાવાનું મળ્યું નથી.

ભીખ તરફ તેની નજર વળી. ભીખવા ચાલ્યો. શિયાળાની સખ્ત ઠંડીથી ધ્રૂજે છે. ભૂખે પટકાય છે., મંદિરો શેઠીઆઓ, ધર્મી ગણાતાઓ બધે ફરી વળ્યો. કાંઇ ન મળ્યું.

પાદરી મળ્યો. "કહ્યું, ખ્રીસ્તી થશો ?"

"ના બાપુ. હું તો હિંદુ, ધર્મ કેમ તજાય ?"

"પહેલું પેટ, પછી ધર્મ. તારા ધર્મ ભાઇઓ કયાં તને મદદ કરે છે ?"

"ભલે ના કરે. પૃથ્વી ખાલી નથી. કોઇ કરશે."

ચાલ્યો. સામેથી મુસલમાન શેઠ ભેળા થયા.

"સાહેબ, કાંઇ મદદ કરશો. ઉપકાર નહિ ભૂલું."

"અલ્યા શી ન્યાતનો છે."

"બાપુ ઢેડ છું. અમારા બાપદાદાના ધંધા પડી ભાગ્યા."

"મજુરી મળતી નથી. ઘેર બધાં ભુખે મરે છે. કાંઇ આપશો."

"મુસલમાન થશે ? ચાલ, મારા કારખાનામાં મુકરદમ બનાવીશ."

"બાપુ ધર્મ તજાવામાં તમારે હાથ શું આવશે ?"

"તેની તારે શી મતલબ ? સ્વાર્થ સાથે કામ સાધને."

" કેવો મૂર્ખો ! હિંદુ ધર્મીઓ ક્યાં આ ઢેડાઓને અડે છે પણ."

આખો દહાડો ખાલી ગયો. કાંઇ ન મળ્યું. આંતરડી કકળવા લાગી.

સામેથી એક સંન્યાસી આવતા દીઠા.

" બાવાજી, હું અભાગી તમો બાવા પાસે ભીક્ષા માગું છું. આપશો ? "

"ભાઇ લે આ ધાબળો. ટાઢે ધ્રૂજે છે ઓઢી લે. આ બાટી ખાઇને ઘેર વહેલો જા. બધાંને ખવાડ."

કંપતા હાથે લીધી. પાયે પડયો. દુવા આપી. જગતના શહેનશાહ સાચા સંન્યાસીનો અન્ય કંઇ ધર્મ છે ? સિવાય **જીવતા દેવોની સેવા.** ધાબળો ઓઢી ચાલ્યો. એક વિયાએલી કુતરી પોતાનાં બચ્ચાંને લઇ જનાર ધારી ધસી. ભુલાને ચીથરે હાલ કર્યો. પીંખી નાખ્યો. કપડાનું ઠેકાણું નહિ. શરીર લોહી લુહાણ કર્યું. બાટી બચ્ચાં સાફ કરી ગયાં.

હાય દૈવ ! કહી પછાડ મારી ઉઠયો. ઘેર ગયો. ખબર મળ્યા. " બૈરીએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો. " છોકરાંઓને મીશનરીઓ લઇ ગયા. " હિંદુ ધર્મનો સાચો અનુયાયી શું કરે ?

જીભ કચરી આધુનિક હિંદુતા ઉપર દયા ખાતો બીજે જન્મે હિંદુત્વ પામવા મુઓ.

સંન્યાસી પાસે દીઠા. શાંતિ પામ્યો. હિંદુ ધર્મના સાચા ઉદ્ધારકથી બોલી જવાયું. ગરીબ બિચારો—

**ભીખાભાઇ વ્યાસ**

(૧૭)

# અરબની યુક્તિ



એક અરબ પાસે ઘણું સુંદર અને મજબુત ઊંટ હતું. તે ઊંટ બીજા બધાં ઊંટો કરતાં ઘણું ચઢિઆતું હતું. એક પ્રસંગે એવું બન્યું કે આ ઉમદા ઊંટ ખોવાઇ ગયું. અરબ આથી ઘણો દુઃખી થયો. તેને શોધી કાઢવા ઘણા યત્ન કર્યા, પણ ફાવ્યો નહિ. છેવટે તેણે મનમાં વિચાર કર્યો પછી બીજાની રૂબરૂ એવી પ્રતિજ્ઞા લીધી કે, જો ઊંટ મળશે, તો તેને એક રૂપીએ વેચીશ. થોડા સમયમાં આ ખોવાએલું ઊંટ મળી આવ્યું. ઊંટ મળતાં અરબના આનંદનો પાર રહ્યો નહિ. પણ તેને પોતાની પ્રતિજ્ઞા યાદ આવતાં તે ઘણો ખિન્ન થયો. તેમાંથી છુટવા તેણે ઘણા પ્રયાસ કર્યા. આખરે એક એવી યુક્તિ શોધી કાઢી કે, જેથી કોઈ તેને જીતી શકયું નહિ. તે ઊંટ એક રૂપીએ વેચવાનું હતું. તેથી ઊંટની કોટે એક બિલાડી બાંધી. અને બિલાડીની કિંમત રૂ. ૧૦૦ ઠરાવી. જે કોઇ ઊંટ ખરીદે, તેને રૂ. ૧૦૦ માં બિલાડી ખરીદવી પડેજ. બિલાડી ન લે તો ઊંટ પણ ન મળે. બિલાડી તથા ઊંટને જુદા જુદા



ખરીદી શકાય નહિ, એવી સરત મુકી. ઘણાં માણસોને ઊંટ રાખવાનું મન થતું. પણ બિલાડીની કિંમત રૂ. ૧૦૦ રાખી હતી, તેથી તેઓના મનના વિચાર મનમાંજ રહેતા. એક માણસ આવ્યો, તેણે કહ્યું કે, જેટલી ઊંટની કિંમત નથી, તેનાથી ૧૦૦ ગણી તેના પટ્ટાની છે. જો ઊંટને પટ્ટો બાંધેલો ન હોત, તો જરૂર હું રાખત. આ યુક્તિથી સર્વ માણસો પાછા પડયા. અને અરબ ખુશી થતો થતો પોતાને ઠામે ગયો.

બાળકો; જુઓ કેવી યુક્તિ ! આવી બુદ્ધિ ચલાવતાં તમને આવડે છે ?

—રાહેલબાઇ.



# બેની લડાઈમાં ત્રીજો ફાવે



કનુ અને મનુ એક વખતે સાંજના એક બદામડીના ઝાડ નીચે રમતા હતા. તેવામાં ઉપરથી એક બદામ પડી. જે કનુએ પડતાં જોઈ, અને મનુએ તરતજ લઈ લીધી. કનુ કહે, મારી. અને મનુ કહે, મારી. કનુ કહે, મેં પડતાં જોઈ માટે મારી. મનુ કહે, તેં જોઈ પણ લીધી નહિ, અને મેં લીધી માટે મારી.



આ પ્રમાણે લાંબો વખત બંને વચ્ચે ઘણી ભાંજગડ થઈ. બંને એક બીજાનું માનતા ન હતા, અને રકજક કર્યા કરતા હતા. મનુ કહે, ચાલ મારા બાપા કને. તેમને પૂછીએ. કનુ કહે, મારા બાપાનું ઘર પાસે છે. માટે ત્યાં ચાલ. ઘણો વખત થયો. પણ કોઈ નમતું ન મૂકે. એવામાં તેમનાથી મોટી ઉમરનો છોકરો આવ્યો. જેનું નામ સીલુ હતું. સીલુએ તેમને શાંત પાડયા. અને ન્યાય કરવાનું ભારે કામ પોતાના હાથમાં લીધું. ઝાડ નીચે ન્યાયાસન બનાવ્યું. ન્યાયધીશ સીલુ ઝાડના થડ નીચે બિરાજ્યા. એક તરફ કનુ ને બીજી તરફ મનુ ઉભા રહ્યા. સીલુએ ગરબડનું કારણ પૂછયું. મનુએ સઘળી



વાત કહી સંભળાવી. ન્યાયાધીશે બદામ લીધી, અને ભાંગી. ઉપરના છોડાંનો અડધો ભાગ મનુને આપ્યો ને કહ્યું, તેં લીધી. માટે એક છોડું તને ને અડધો ભાગ કનુને આપ્યો. ને કહ્યું, તેં પડતાં જોઇ માટે આ બીજું છોડું તને. ને હવે (જે વચલું બી જે ખરો ખાવાનો ભાગ) આ રહ્યો તે મારો. કારણ મેં તમારો અદલ ઈન્સાફ આપ્યો.

બોલો છોકરાં, આવા ન્યાયાધીશ થવાની તમારી ઈચ્છા થાય છે. ઘણી વખત ન્યાય મેળવવા જતાં આવું પરિણામ ભોગવવું પડે છે.

—રાહેલબાઇ.



# "આંધળાં માબાપ અને શ્રવણ"



પૂર્વે અયોધ્યામાં સર્યુ નદીને કાંઠે શાન્તું નામે એક તપસ્વી રહેતો હતો. તેની સ્ત્રીનું નામ જ્ઞાનવતી હતું. સ્ત્રી પુરૂષ બન્ને મહાદેવજીનાં પરમ ભકત હતાં, પણ તેમને કાંઇ સંતાન નહોતું પોતાને પુત્ર થાય તે માટે મહાદેવજીને પ્રાર્થના કરવા કૈલાસમાં ગયાં ત્યાં મહાદેવજીએ તેમને વરદાન આપ્યું કે તમારે પેટે શ્રવણ નામે ઘણોજ ભકિતભાવવાળો પુત્ર અવતાર લેશે પરંતુ તેની યુવાન અવસ્થામાં તમો બન્ને આંધળાં થશો.

ભોળા શંભુના આપેલા વરદાનથી કેટલીક મુદતે શ્રવણ અવતર્યો. તે સત્તર વરસનો થયો એટલે તેના માબાપની આંખોનું તેજ ઘટવા લાગ્યું અને છેવટે તે આંધળાં થયાં.

એક દિવસ શાન્તનુંના પિતાનું શ્રાદ્ધ હતું તેથી તે દિવસે અતિથી લોકને જમવા સારૂ બોલાવ્યા હતા. તે જોઈ શ્રવણે પોતાની માતાને પુછ્યું માતુશ્રી મારા પિતા પોતાના સ્વર્ગવાસ થયેલા પિતાની સેવા કરવામાં આટલો બધો આનંદ માને છે અને તું મારી પાસે પીવાને પાણી પણ માગતી નથી. ત્યારે શું હું તારો પુત્ર નહી ? તેની માતાએ કહ્યું મારા વહાલા દિકરા, હાલમાં તું ઉતાવળો થઇશ નહિ. કારણકે અમારા વૃદ્ધપણામાં તું કાયર થઈશ એટલી બધી ચાકરી તારે કરવી પડશે.

એટલામાં એક આંધળી ભીખારણ પોતાનાં બે બાળકોને ખભે બેસાડી ભીખ માગવા આવી. તે જોઇ શ્રવણે પૂછ્યું, માતુશ્રી, આ બીચારી આંધળી ભીખારણ બે બાળકને વીંઢાળી ભીખ માગવા ભટકે છે તે કરતાં એક ધર્મશાળામાં તેમને મુકીને આવે તો કેમ. માતાએ કહ્યું બેટા જ્યાં સુધી તેના હાથ પગ ચાલે છે ત્યાં સુધી તે આમ તેમ ભટકી તેમનું ભરણ પોષણ કરે છે પરંતુ ઘડપણમાં જ્યારે તેના હાથ પગ અટકશે ત્યારે આ બે છોકરાં તેની ચાકરી કરશે.

છોકરાંને ઉછેરવા સારૂ માબાપ કેટલું બધું દુઃખ વેઠે છે તે શ્રવણ સારી પેઠે સમજ્યો તેથી તે પોતાના માબાપની ઘણીજ સેવા કરવા લાગ્યો. એક દિવસ તેના પિતા નિસાસો નાખીને બોલ્યા કે જ્યાં સુધી આ શરીર મણી-કર્ણીકાના ઘાટ ઉપર ગંગાજીમાં બોળાયું નથી તેમજ બદ્રિનાથ, રામેશ્વર, જગન્નાથજીનાં પૂંજન કર્યા નથી ત્યાં સુધી આત્માનો મોક્ષ કયાંથી. આવી હકીકત શ્રવણે સાંભળી એટલે એક મજબુત કાવડ તૈયાર કરાવી. તેમાં પોતાનાં આંધળાં માબાપને બેસાડી તે કાવડ પોતાને ખભે મુકી. સર્વે તીર્થ યાત્રા કરાવવા સારૂ નીકળ્યો આવી માબાપની ભકિતથી ઇંદ્રનું ઇંદ્રાસન પણ ડોલવા લાગ્યું. એવામાં નારદજી ઇંદ્રને ત્યાં ગયા તેમણે કહ્યું કે શ્રવણ નામે એક મનુષ્ય માતા પિતાની સેવા રૂપી મોટું તપ લઈ બેઠો છે કે જેના પ્રતાપે તમારૂં ઇંદ્રાસન ડોલે છે. શ્રવણ તીર્થ યાત્રા કરતો પાણીપતના મેદાનમાં થઇને આગળ ચાલ્યો.

એક દીવસ અયોધ્યાનો રાજા દશરથ શિકારે નિકળ્યો

હતો તે આખો દિવસ જંગલમાં ભટકયો પણ કોઇ શિકાર તેના હાથમાં આવ્યો નહિ તેથી રાત્રીના વિષે એક ઝાડ નીચે બેઠો. એવામાં તે જંગલમાં આ શ્રવણ પોતાનાં આંધળાં માબાપને લઇને આવ્યો માબાપ તરસ્યાં થયેલાં હોવાથી શ્રવણ નદીમાં પાણી લેવા ગયો વાસણમાં પાણી ભરતી વખતનો ભડભડ અવાજ સાંભળી દશરથ રાજાએ જાણ્યું કે આ કોઈ જાનવરનો અવાજ હશે. એમ જાણી બાણ માર્યું તે શ્રવણનાં પગમાં વાગ્યુ. અને જયપ્રભુ એવી ચીસ પાડી પોતે મરણ પામ્યો ધન્ય છે, શ્રવણને, કે જેણે પોતાના માબાપની ભક્તિમાં પ્રાણ ખોયો.

છોકરાંને ઉછેરવા માબાપ કેટલું બધુ દુઃખ વેઠે તેનો આપણે વીચાર કરીએઃ બાળકને ઉછેરવા માટે તેની માતા મીઠીમીઠી વસ્તુઓ ખાવાની પણ મુકી દે છે, સારી પથારીમાં ન સુતાં બાળકને ભીનેથી સુકે સુવાડી તેના મળ મુત્રથી રગદોળાએલી પથારીમાં પોતે સુઇ જાય છે. ભોજન કરવા બેઠી હોય અને બાળક વખતે રડે તો પોતાના ખોળામાં લઇને તેને ધવરાવે છે અને તેવે વખતે બાળક ખોળામાં ઝાડે પણ ફરી જાય છે એટલે તે વખતે બીચારી માતા પોતાનું ખાવાનું અધુરૂ મુકીને ઉઠી જાય છે, અરે માબાપનો આપણા ઉપર કેટલો બધો પ્રેમ, કેટલી મમતા, કેવી માયા, કે જેની બરોબરી કોઇથી પણ થઈ શકે નહિ; માટે છોકરાઓ! તમારે યાદ રાખવું કે માબાપના સમાન બીજુ કોઇ સગું નથી તેમ તેમના જેવું બીજું કોઇ રક્ષણ કરનાર નથી. માટે તેમની ખરા દીલથી સેવા કરવી. **ભીખાભાઈ અં. કડીકર.**

# શિઆળ ને બકરો.



એકવાર ઉનાળાના સમયમાં શિઆળ ને બકરો ફરવા ગયા. તાપ સખત તેથી બન્નેને ઘણી તૃષા (તરસ) લાગી એટલે એક કુવો હતો ત્યાં ગયા અને બન્ને અંદર (ભૂસ્કો માર્યો) પડયા. પાણી પી તરસ તો છીપાવી પણ બહાર નીકળવાનો રસ્તો સુઝે નહિ, અંતે શિયાળે એક યુક્તિ શોધી કહાડીને બકરાને કહ્યું–કે જો તું તારા પગ આ ટેકા પર ભરાવે તો હું તારા પગ ઉપર થઇ ઠેકડો મારી બહાર નીકળી જાઉં, ને પછી તારાં શીગડાંથી થોભીને તને બ્હાર કાઢતાં મુશ્કેલી પડશે નહિ; હું બ્હાર ગયો કે તુરત જ તને બહાર કહાડીશ. શિયાળના કહેવા પ્રમાણે બકરાએ કર્યું અને શિયાળ તો બ્હાર નીકળી ગયું. એટલે બકરે કહ્યું કે હવે મારાં શીગડાં થોભી મને બહાર ખેંચી લે. શિયાળે કહ્યું કે મુરખા, એટલું પણ ન ન સમજ્યો કે તારાં શીગડાં ખેંચી કાઢતાં મારા પોતાના જીવને નુકશાન થાય, એવું કામ હું જ કરૂં કે? હવે કોઇથી ભોળવાઇશ નહિ. જા, એમ કહી શિયાળ ચાલતો થયો.



# અદલ ઈન્સાફી ન્યાયાધીશ.



એકવાર ઇંગ્લાંડમાં કેટલાક જુવાનીઆઓએ તોફાન કર્યું, તે તોફાનીઓને પકડવામાં આવ્યા. તેમાં ત્યાંના રાજાનો કુંવર પણ પકડાયો. રીતસર કોર્ટમાં કામ ચાલ્યું. ત્યારે ન્યાયાધીશે વિચાર્યું કેઃ—આ બધાને અમુક શિક્ષા કાયદાની રૂઇએ થવીજ જોઇએ. પણ તેની અંદર આપણા રાજાના "કુંવર સાહેબ" પણ છે, જો તેને શીક્ષા કરીશ તો કદાચ મહારાજા સાહેબ નાખુશ તો થશે પણ ન્યાયની રીત પ્રમાણે મારે તેને પણ શીક્ષા કરવીજ જોઇએ એમ ધારી બધાની પ્રમાણે તેને પણ શીક્ષા કરી.

આ વાતની રાજાને ખબર પડી ત્યારે રાજા ઘણો ખુશી થયો ને ન્યાયાધીશના નિષ્પક્ષપાતી ન્યાયને માટે બેહદ વખાણ કરવા લાગ્યો ને તેને શિરપાવ દેવા તેડું મોકલ્યું. ન્યાયાધીશે જાણ્યું કે અવશ્ય મને શિક્ષા કરશે, માટે પ્રથમ જઇને તરત માફ માગવી. એમ ધારી રાજા પાસે જઇ નમન કરી. સઘળી હકીકત કહી માફ માંગવા માંડયો. ત્યારે મહારાજાએ કહ્યું કે તમારા નિસ્પક્ષપાતપણાથી હું ખુશી થયો છું અને. આજથી તમારા પગારમાં ડબલ વધારો કરી આપું છું. તે સાંભળી ન્યાયાધીશ ઘણો ખુશ થયો અને ઘેર ગયો.



# સત્ય



રામપુર ગામનો શેઠ ધરમચંદ એ ધર્માત્મા હતો. પૈસે ટકે સુખી હતો. પ્રભુએ સંતતીમાં એક ચંદ્રમા જેવો ખુબસુરત પુત્ર પણ આપ્યો હતો. ન્હાનપણમાં નોકરોની સોબતમાં ઉછરેલ એ નવલચંદ મોટી ઉમરે સ્વછંદી થઇ ગયો. ધરમચંદ શેઠને એને માટે બહુ લાગી આવતું. પણ પુત્ર સમજતો ન હતો. એવામાં શેઠનો અંતકાળ નજીક આવ્યો. તેમણે પાસે બોલાવી નવલચંદને ખૂબ સમજાવ્યો ને એક ટેક રાખવા કહ્યું. પણ નવલચંદને ટેક રાખવી પાલવતી ન હતી. અંતે એમ ઠર્યું કે શેઠનો એક મિત્ર, કે જે રામદાસ પંડિત ગામમાં અગ્ર ગણ્ય વિદ્વાનોમાં ગણાતો. તેના દર્શન હંમેશાં કરી આવવાની ટેવ રાખવી.

શેઠ તો ગુજરી ગયા. પિતા પાસે લીધેલ પ્રતિજ્ઞા પ્રમાણે તે હંમેશાં રામદાસ પંડિતના દર્શન કરી આવતો. આમ વારંવાર તેને પોતાને ત્યાં આવી, બારણેથી પાછો વળતાં રામદાસ પંડિતે જોએલો એટલે એમણે એક દિવસ પાસે બોલાવી બેસાડયો, ને હંમેશાં આવી, જતા રહેવાનું કારણ પૂછ્યું. તેણે જવાબ આપ્યો કે મ્હારા પિતાશ્રી પાસે મ્હેં એવી ટેકની પ્રતિજ્ઞા લીધી છે.

રામદાસ પંડિત નવલચંદના સર્વ લક્ષણથી જાણીતા હતા. તે સર્વ ધંધામાં પારંગત હોવાથી કોઈ તેનો વિશ્વાસ

કરતું નહિ. તેથી પંડિતે વિચાર્યું કે આની અંદર કાંઇક ગુપ્ત સંજ્ઞા છે. એટલે તેમણે તરતજ વિચાર કરી કહ્યું "ભાઈ આજથી તારી ટેક પુરી થઈ. હવે તારે મારા દર્શને આવવાની જરૂર રહી નહિ. પણ મારી પાસે તું એક પ્રતિજ્ઞા કરતો જા, કે હવેથી કોઈ દિવસ અસત્ય બોલીશ નહિ."

નવલચંદે વિચાર્યું કે આમાં પણ કાંઈ મારા સ્વછંદી લક્ષણને બાધ આવે તેવું જણાતું નથી. તેથી તેણે તરતજ હા કહી. ને તે દિવસથી દર્શન કરવા જવાનું બંધ કરી સત્ય બોલવાનું શરૂ કર્યું.

હવે શેઠના પૈસાનો પણ અંત આવ્યો. ભંડાર ખૂટયા. એટલે નવલચંદે રાત્રે ચોરી કરવાનો વિચાર કર્યો. પણ નાહક ગરીબોને શા માટે મારવા? એટલે તરતજ તે ચાલ્યો રાજાના દરબારમાં. રાજા રાત્રે નગરચર્ચા જોવા નીકળેલ તેમની સાથે ભેટો થયો. રાજાએ પૂછ્યુ. 'ભાઈ અત્યારે કયાં?' 'ચોરી કરવા.' રાજા વિચારમાં પડયો. આ શું? "ભાઈ કોને ત્યાં?" "રાજાના દરબારમાં." રાજા સમજ્યો કે કોઈ ગાંડો—બેભાન છે. એટલે તેણે ચાલતી પકડી. જો કે નવલચંદ તો સત્ય જ બોલ્યો હતો.

શેઠપુત્રે દરબારમાં જઈ તીજોરી તોડી. ને ચાર રત્નના ડાબલા લીધા. બીજુ બધુ ધન પાછૂ મૂકીને પોતે ઘર તરફ ચાલી નીકળ્યો. વળી રાજા સામા મળ્યા. તેમણે પૂછ્યું....'કોણ?' 'એ તો હું ચોર' 'ચોરી કરી' 'હાં' 'શું ચોર્યું?' 'રત્નના ચાર ડાબલા' રાજાએ જોયું કે આતો તદન ગાંડો માણસ છે. એટલે રસ્તો લીધો. બન્ને પોતાને મકાને આવીને સૂઈ ગયા.

સવાર થતાં ખજાનચીને ખબર પડી કે ભંડારમાં ચોરી થઇ છે. એટલે એણે તરતજ બીજા ચાર ડાબલા લઈ, બે પોતે અને બે દિવાનને આપી, રાજા પાસે આઠ ડાબલાની ચોરી જાહેર કરી. રાજા તરતજ વિચારમાં પડી ગયો કે, ચારનો ચોર તો સાચો. પણ બીજા ચાર કોણ ચોરી ગયું? જરૂર કાંઇક દગો થયો છે. એટલે તેણે કહ્યું કે દિવાનજી! આઠ ડાબલાની ચોરી થઈ છે. તો ચારનો ચોર હુ શોધું ને બીજા ચારનો ચોર તમે શોધી લાવો.

'મહારાજ! ચારનો ચોર તે આઠનો ચોર હોય.'

'નહિ. દિવાનજી! તેમ નથી. જો આઠ દિવસની અંદર ચોર નહિ પકડાય તો પરિણામ ખરાબ આવશે. માટે ચેતી જઈ, જલદી બંદોબસ્ત કરજો.'

દિવાનજીની છાતી ધડકવા લાગી. ને પોતાનું પાપ જાહેર કરવા ઇચ્છા થઇ. પણ બોલી ન શકયો. રાજાએ જોયું કે ચોર સત્ય વચની છે. માટે હજુએ ખોટું નહિ બોલે. તેણે તરતજ એક યુક્તિ કરી. આખા ગામમાં ઢંઢેરો પીટાવ્યો કે કાલે સવારે સર્વ પ્રજા જનોએ આબાલ વૃધ્ધ સહુએ ગામ બહાર મહાદેવનું દહેરૂં છે ત્યાં હાજર થવું. હુકમનો અનાદર કરનારને સખ્ત સજા થશે. રાજ હુકમ એ પ્રભુ આદેશ.

સવારમાં સર્વ મોટા દરવાજેથી દાખલ થાય ને બારી બહાર જાય. રાજા સહુને ધીમેથી પૂછે.'ત્હેં ડાબલા ચોર્યા છે?' ના કહે એટલે જવા દે. એમ કરતાં નવલચંદનો વારો આવ્યો. 'ત્હેં ડાબલા ચોર્યા છે?' 'હા' 'કેટલા' 'ચાર' 'તારૂં નામ?' 'નવલચંદ ધરમચંદ' 'ઠીક જાવ.' તરતજ સહુને

રજા આપવામાં આવી. ને રાજા મહેલમાં આવતા રહ્યા.

બીજે દિવસે રાજાએ કચેરી ભરી, શેઠપુત્રને બોલાવ્યો. ને દિવાનજીને પૂછયું 'કેમ દિવાનજી ! તમારો ચોર કયાં છે?' 'મહારાજ ! ચારનો ચોર તેજ આઠનો ચોર હશે.' 'નહિ. ચારનો ચોર હું રજુ કરૂં છું.' એમ કહી તરતજ નવલચંદને ઉભો કરી, પોતાની પાસે બોલાવ્યો. સહુ જોઈ રહ્યું. રાજાએ પૂછયું. 'ભાઈ તેં, ચોરી કરી છે?' 'હા' 'શું ચોર્યું છે?' 'રત્નના ડાબલા' 'કેટલા?' 'સાહેબ, ચાર.' 'હું જાણું છું કે તું સાચું બોલે છે. એ ચાર ડાબલા મંગાવી લાવ.' તરતજ રાજદૂતને ઘેર મોકલી શેઠપુત્રે રૂમાલની નિશાની આપી, શેઠાણી પાસેથી ડાબલા મંગાવી રજુ કર્યા.

"દિવાનજી ! તમારી ચોરી હવે નહિ છુપાય. બોલો ડાબલા કયાં છે?" તાપ ન જીરવાયો. "નામદાર ! ખજાનચી મને બે આપી ગયા છે. બીજા બે તેમણે રાખ્યા છે." રાજાનો ગુસ્સો ન સમાયો. ડાબલા મંગાવી લેવાયા. બન્નેને તરતજ હદપારના હુકમ અપાઇ ગયા.

રાજાએ જોયું કે આ શેઠ પુત્ર સત્ય વચની છે અને જો તે દિવાનપદે હોય તો મારૂં રાજ્ય શોભાવે. તરતજ પોતે જાહેર કર્યુ કે આજથી નવલચંદ શેઠને હું દિવાનપદે નીમું છું. ને આ રત્નના ચાર ડાબલા તેમને તેમના સત્ય વચનના બદલમાં ઇનામમાં આપું છું.

નવલચંદ શેઠને વાજતે ગાજતે ઘેર મોકલ્યો. રસ્તામાં રામદાસ પંડિતનું ઘર આવ્યું. સ્વારી ઉભી રખાવી, શેઠપુત્ર તરતજ પંડિતજીના પગમાં લોટી પડયા. 'કાકા ! આ બધો પ્રતાપ તમારો.' 'ના, ભાઈ, એ પ્રતાપ સત્યનો.'

(બા પાસેથી સાંભળેલી વાર્તા) **મનુભાઈ જોધાણી**

# —"સબ સબકી સંભાળ લો મેં મેરી ફોડ ડાલુંગા"—



એક નગરમણી કરીને ગામ હતું. તેમાં સાધુઓની એક સુંદર જગ્યા હતી. તે જગ્યામાં લગભગ ચારસો પાંચસો સાધુઓ રહેતા, તે હરિભજન, કિર્તન અને ઈશ્વરપદો લલકારી આનંદથી દીવસો વ્યતિત કરતા, તે સાધુઓનાં મહંતનું નામ શાંતિપ્રસાદ હતું.

મહંતે કહ્યું કે—આજ સાંજે બધાએ જાત્રાએ જવું તે માટે તૈયાર થઇ જવું. એટલે બધા સાધુએ પોતાનાં પીળાં વસ્ત્ર લીધાં, કોઇએ ચલમ, તમાકું, ગાંજો લીધા, અને છેવટમાં પાણી પીવા માટે દરેકે તુંબીપાત્ર પોતપોતાના લઇ લીધા.

તેઓ કદી ટ્રેનમાં કે ગાડામાં ન બેસતા. પણ ચાલીને જતા. એટલે પગરસ્તે જાત્રા કરવા નીકળ્યા.

બીજે દીવસે રાત્રે એક ગામના પાદરે આવી પહોંચ્યા અને ત્યાં પડાવ નાંખ્યો. બધાએ પોતાનો સામાન જુદેજુદે ઠેકાણે મૂકયો. જેને ભૂખ લાગી હતી તેણે ભોજન કર્યું અને સૂતા.

જ્યારે સવાર થયું ત્યારે એક વૃધ્ધ સાધુને પોતાની બડી જડી નહિં. એટલે શોધ કરવા માંડી.

વૃદ્ધ સાધુએ એક સાધુને કહ્યું–અમારાં તુંબીપાત્ર અહિંયાં હૈ ?

સાધુ—અહિંયાં તો કુછ બી નહિ હૈ.

વૃધ્ધ સાધુએ બીજાને કહ્યું–અમારાં તુંબીપાત્ર અહિયાં હૈ ?

સાધુ—હોય તો દેખ લે.

કોઇએ સરખો જવાબ આપ્યો નહિ, અને વૃદ્ધ સાધુ થાકયો એટલે તેના મનમાં એક યુકિત સુઝી આવી. તુરતજ તેણે એક જાડી લાકડીનો ઘોકો ખંભે મૂકી બધાં સાધુની વચ્ચે તાણીથી બોલ્યો—

"સબ સબકી સંભાળ લો મેં મેરી ફોડ ડાલુંગા."

એટલે બધા સાધુએ પોતપોતાની તુંબડી હાથમાં લઈ લીધી. પાછળ પડી રહી તે પોતે લઈ લીધી.

હે બાળકો ! આ કેવી મઝાની યુક્તિ ! તમે કોઇ વખત આવી યુકિત કરી છે !

**છગનલાલ વચ્છરાજ મલકાણ**



# પાણી પહેલાં બાંધો પાળ



કોઈ તળાવમાં પાણી રાખવું હોય તો વરસાદનું પાણી તળાવમાં આવે ત્યાર પહેલાં તે તળાવની પાળ બરાબર મજબુત બાંધી રાખવી જોઇએ. નહિતો પાણી વહી જાય અને મહેનત નકામી જાય. કોઈ ઠેકાણે આગ લાગે ત્યારેજ જો કુવો ખોદવા બેસીએ તો તેથી કંઈ ફાયદો થાય નહિ. ઘર બળી જાય તોએ કુવો ખોદાઈ રહે નહિ. માટે દરેક બાબતનો પ્રથમથીજ બરાબર વિચાર કરીને તેની આગળથી વ્યવસ્થા કરી રાખવી જોઈએ કે ભવિષ્યમાં પસ્તાવું પડે નહિ.

એક વખતે એક વાઘણ પોતાનાં બચ્ચાં સાથે જંગલમાં ફરતી હતી. એક ઝાડ સાથે પેલી વાઘણ પોતાના પંઝા ઘસવા લાગી. આ જોઇ બચ્ચાંએ તેને પુછયું, કેમ મા, કાંઈ શિકારની વાસ આવે છે કે શું ? માએ જવાબ આપ્યો, ના બચ્ચાં. ત્યારે આમ કેમ પંઝા ઘશીને તૈયાર કરવા માંડયા છે ? બચ્ચાંએ પુછયું. માએ જવાબ આપ્યો, જુઓ ભાઈ શીકાર આપણા સામે આવે ત્યારે આપણે આપણી તૈયારી કરવા રહીએ તો કદાચ તે આપણા પર ઘસારો કરે કે નાસી જાય અને આપણે વા ખાતા બેસી રહીએ. માટે શીકાર આવતાં પહેલાંજ તેના સામે થવાની તૈયારી રાખવી જોઇએ. કહ્યું છે કે ‘પાણી પહેલાં બાંધો પાળ’ સમજ્યાં !

**રણછોડજી હ. શાહ. બી. એ.**



# પક્ષપાતનું ફળ

એક હતો રાજા. તેને ત્રણ દીકરા હતા, મોટાનું નામ સુરસીંહ, વચલાનું દીપસીંહ, તથા સૌથી નાનાનું નામ કૃષ્ણસીંહ. સૌથી નાનો દીકરો કૃષ્ણસીંહ ઘણો ડાહ્યો હતો પણ શરીરે જરા કદરૂપો હતો, તેથી રાજાને તે ગમતો નહોતો. વચલો દીકરો દીપસીંહ બહાદુર તથા રૂપાળો હતો. પણ નાના છોકરાના જેવા ગુણ તેનામાં નહતા, તોપણ રાજાને વચલો દીકરો બહુ વા'લો હતો. મોટો દીકરો સાવ ભોળો હતો.

આ રાજા ઘરડો થવા આવ્યો હતો. તેથી તેણે પોતાના પુત્રને રાજગાદી આપવાનો વીચાર કર્યો. પોતાને વચલો દીકરો બહુ વા'લો હતો, તેથી તેણે તેને ગાદી આપવાનો નિશ્ચય કર્યો.

એક રાત્રે તે બે ભાઇઓ નાનો અને મોટો બન્ને એક પલંગમાં સાથે સુતા હતા, ત્યારે રાજા આવ્યો. પોતાની સાથે એક માણસને લેતો આવ્યો. બન્નેએ થઇ તે કુમારોના મોઢામાં ડુચા માર્યા તથા આંખે સખત પાટા બાંધ્યા. અને કહ્યું લઇ જાઓ, ગમે ત્યાં ફેંકી દેજો. પેલો માણસ "ઠીક" કહી તે બન્ને કુમારોને ખભે લઈ ચાલી નીકળ્યો.

આ માણુસ ચાલ્યો ચાલ્યો જાય છે. બે કુંવરને બે ખાંધે લીધા છે. રાજકુમારોને ખબર નથી પડતી કે અમે કયાં જઇએ છીએ ? અમને કોણુ લઈ જાય છે ? આ માણુસ પોતાના વતનથી ચારેક ગાઉ દૂર ગયો હશે, ત્યાં તો તેને એક જબરી ઠોકર લાગી અને પડી ગયો. કુંવરો પણુ સાથે પટકાયા. આ વખતે મળસ્કું થયું હતું. આ માણુસ પડયો કે થોડી વારમાંજ મરી ગયો. કુંવરો પણુ બેભાન થઈ ગયા.

કેટલીક વખત પછી કુમારોએ આંખ ઉઘાડી જોયું. તો તેઓ એક છાણુ માટી તથા ખપાટીઆના બનાવેલા ઝુંપડામાં એક ફાટી તુટી ગોદડી પર સુતા હતા. પાસે એક ઘરડો ગરીબ ખેડુત જેવો લાગતો માણુસ બેઠો હતો. તે બન્ને કુમારોને જાગેલા જોઇ તે ખેડુત ધીમેથી બોલ્યો, ભાઇ જાગ્યા છો કે ? કાંઈ ખાવાનું જોઈએ છે કે ? હવે આ વાત આટલેથી રાખીએ અને જોઈએ કે તેઓ બેભાન બની ગયા પછી શું થયું હતું ?

આ બે કુમારો સાથે જે માણુસ હતો તે પડીને મરી ગયો હતો. તેનો પડતા વેંતજ પગ ભાગી ગયો હતો. અને તેમાંથી પુષ્કળ લોહી તથા માંસના લોચા નીકળતા હતા. થોડી વારમાં તે બધું માંસ છુટું પડી ગયું. હવે સવાર પડી ગયું હતુ. એક ખેડુત હાથમાં રોટલો લઈ ખાતો ખાતો આમતેમ ફરતો હતો.

એક સમળી આકાશમાં ઉડતી હતી તેણે આ ખેડુતના હાથમાં રોટલાનો કટકો દીઠો તે નીચે ઉતરી અને રોટલો ઝડપી ઉડી ગઇ તે સમળી થોડે દુર ગઈ તો ત્યાં તેણે પેલો

માણસ તથા રાજકુમારોને જોયા. તેણે માંસના લોચા તથા લોહી જોયું તેથી તેણે રોટલાનો કટકો પડતો નાખ્યો અને માંસનો એક લોચો ઉપાડયો. થોડીવારે ત્યાં ઘણી સમડીઓ તથા કાગડા જોયા તેથી તે ત્યાં જોવા ગયો. તેણે ત્યાં બે છોકરા તથા એક માણસ જોયો. બેઉ કુમારોના હૃદયપર હાથ મુકયો તો તેને તે જીવતા લાગ્યા. એટલે તેને ઉંચકી પોતાના ઘરમાં લઈ ગયો. તે માણસ તેજ આ રાજકુમારો પાસે બેઠેલો ખેડુત.

તે ખેડુતે પોતાના ખેતરમાંનો ઘઉંનો પોંક તે બેઉ ભાઈઓને થોડો થોડો આપ્યો. તેણે તે ખાધો અને સંતોષ માન્યો. આવી રીતે બે દિવસ ગયા. તે ખેડુતે તેના ગામનું નામ પૂછ્યું, ત્યારે તેઓએ કહ્યું કે અમે રત્નનગરના રાજપુત્રો છીએ. અમને અહિં કોણ નાખી ગયું ? તે અમને ખબર નથી. આ સાંભળી તે ખેડુત બોલ્યો કે રત્નનગર તો મેં જોયું છે. એક બે દિવસમાં હું કામથી પરવારી તમને રત્નનગરમાં લઈ જઈશ. આટલી વાત કરી તેઓ પોતાના કામે વળગી ગયા.

× × × ×

હવે રત્નનગરમાં શું થયું હતું ? જે દિવસે રાજાએ પોતાના કુંવરને મોકલી દીધા હતા. તે દિવસે સવારે રાજાએ એવી ખોટી અફવા ફેલાવી કે બેઉ રાજકુમારોને કોઇ ચોરી ગયું છે. પ્રજામાં હાહાકાર ફેલાયો.

આ રાજાની ઘોડાહારમાં એક મહામુલી મોટો ઘોડો હતો. તે બહુ તોફાની હતો. આ વચલા કુમારે તેની ઉપર

બેસવાની હઠ લીધી. રાજાએ તેને મોઢે ચઢાવેલો હતો તેથી તેને તે ના પાડી શકયો નહિ. જીન મુકી ઘોડાને તૈયાર કરી તે કુંવર તેના પર બેઠો. થોડે સુધી ઘોડો ચાલ્યો. વધુ ન ચાલ્યો આથી તે કુંવરે તેને ઉપરાઉપરી ચાબખા મારવા માંડયા. ઘોડો ખીજાયો અને બે પગે એવો ઉંચો કુદયો કે તે કુંવર પડી ગયો અને મરી ગયો. આખી રૈયતમાં શોક ફેલાઇ ગયો. રાજા પણ નીરાશ થઇ ગયો. તેને પેલા બેઉ કુંવર સાંભર્યા અને ખુબ રડયો. તેણે તે કુંવરને શોધી લાવનારને હજાર રૂપીઆ ઇનામ આપવાનું જાહેર કર્યું.

બીજે દિવસે તે ખેડુત પેલા બે રાજકુમારોને રત્નનગરમાં લઈ આવ્યો. રાજાએ તે ખેડુતને ઇનામ દીધું અને તેનું તીલક પેલા ખેડુતને હાથે કરાવ્યું અને નાનાકુમારને ચાર પાંચ ગામ આપ્યાં. પોતે કાશીમાં જઇ ઇશ્વર ભજન કરવા લાગ્યો. આ રાજાએ પક્ષપાત કર્યો તેથી તેણે પોતાનો વચલો કુંવર ખોયો.

કેશવલાલ લલ્લુભાઈ શાહ



# ઉપકાર કોનો ?

એક રવિવારે મને કયાંક ફરવા જવાનો વિચાર થયો. પણ ફરવા કયાં જવું ? "ચાલને રાણી બાગમાં જાઉં" એવો વિચાર કરીને હું તો ઘેરથી ચાલી નીકળ્યો.

બાગમાં જઇને એક આંબાની છાયા નીચે પડેલા બાંકડા ઉપર હું બેઠો. એ બાગમાં જાત જાતના ફૂલ–ઝાડ હતા. ચંપો ને મોગરો; ધોળી કરણ ને પીળી કરણ; લાલ બારમાસી ને ધોળી બારમાસી. વળી તુળશી ને ડમરાની તો તેમને વાડ હતી. પણ આ સૌ કરતાં વધારે સુંદર ને વધારે મોહક ગુલાબનો છોડ તો મેં પાછળથી જોયો. તેના ઉપર ત્રણ–ચાર ગુલાબના ફુલ હસીને મને બોલાવતાં હોય એમ મને લાગ્યું. હું તેમની પાસે ગયો ને તેમાંના એકને મેં ચૂટી લીધું, પણ એ છોડ ઉપરનો એક કાંટો ભચ દઇને મારી આંગળીમાં ભોંકાયો. હું બબડયોઃ "અરે વિધાતા, આવા સુંદર ગુલાબના છોડે કાંટા ઉગાડયા, એ તારો જ વાંક તો ! "

થોડી વાર થઇ ત્યાં તો મને તરસ લાગી. હવે પાણી કયાંથી લાવવું ? મેં વિચાર કર્યોઃ બાગમાં પાણીની ચકલી તો હશેજ. માટે ચાલ જીવ. તપાસ કરૂં " હું ઉઠયો. આમ જોઉં, તેમ જોઉં; ઘડીકમાં આંબા પાસે જોઉં તો ઘડીકમાં આસોપાલવ પાસે જોઉં; પણ અજાણ્યાને કાંય એકદમ ચકલી જડે ? આખરે હું તો નિરાશ થઇને પાછો બાંકડા

પાસે આવ્યો ને બેસવા જાઉં છું તેવોજ એક માણસને મેં મારા તરફ આવતો દીઠો. તે પાસે આવી લાગ્યો. મેં પૂછ્યું "ભાઈ અહીં પાણીની ચકલી છે ?"

"ડાબા હાથ તરફ સીધા ચાલ્યા જાઓ, ત્યાં છે."

એ જવાબ સાંભળી હું ખૂશ થયો. ચકલી શોધી કાઢી ને પાણી પીને તરસ છીપાવી. ચકલી મળ્યાથી મને ખુબ આનંદ થયો. હું બોલી ઉઠયો.

"શાબાશ ! ચકલી. તું જો ન હોત તો આજે મારો જીવ જાત."

ચકલીમાંથી કાંઇ ધીમો અવાજ સંભળાયો. મેં કાન માંડયા. "મને શું કામ શાબાશી આપો છો ? હું તો ફક્ત પાણીને વહીજ લાવનાર છું. તેથી શાબાશી આપવી હોય તો એને આપો."

આ વાત મને ગમી. મેં કહ્યું. "ધન્ય છે, પાણી ! તારો ભારે ઉપકાર !"

વળી અવાજ આવ્યો: "ઉપકાર ! મારો નહિ. એ તો પેલા ઝરાનો છે, કે જ્યાંથી હું અહીં આવું છું. માટે ઉપકાર તો તેનો જ છે."

મારે તો ગમે તેનો ઉપકાર માનવો જ હતો તેથી મેં કહ્યું.

"ઓ ઝરા, તારો ઉપકાર ! તને મારા હજારો ધન્યવાદ !"

ઝરાએ જવાબ દીધો: "ઓ બાળક, એમાં મેં શું કર્યું ? મારો જરાય ઉપકાર નથી. કારણ કે જો વરસાદ ન

પડયો હોત તો પાણીનું એક ટીપુંય મારી પાસે રહત નહિ ને એમ થાત તો હું તને પાણી કયાંથી આપત ? ”

આ સાંભળીને મને મનમાં થયું કે ખરો ઉપકાર તો વરસાદનોજ છે. એમ વિચારીને આકાશ તરફ જોઈ હું બોલ્યો: “ઓ વરસાદ, મારે માટે તેમજ બીજા મનુષ્યોને પીવા માટે તેં પાણી મોકલ્યું, તે માટે તારો ભારે ઉપકાર ! ”

ત્યાં તો આકાશવાણી થઈ. મેઘરાજા બોલ્યા: “ ઓ વહાલા બાળક ! એ મારો ઉપકાર નહિ. આ સુરજદેવે એના તાપ વડે પાણી ચુસી લીધું ને તે મને આપ્યું. મેં એને પાછું પૃથ્વી ઉપર મોકલ્યું. તેથી ઉપકાર તો તું એ સૂરજદેવનો માન. ”

આ સાંભળી હું સુરજદેવ તરફ ફૂર્યો. મેં પ્રણામ કર્યાં. કહ્યું: “સુરજદેવ, પાણી આપવા માટે આપનો ઉપકાર માનુ છું. ”

સુરજદેવ હસ્યા. તે બોલ્યા: “ભાઇ, તને પાણી મળ્યું એમાં જરાય મારો ઉપકાર નથી. જો પૃથ્વી ઉપર મોટા મોટા સમુદ્ર ન હોત તો હું કયાંથી પાણી ચૂસત માટે સમુદ્રનો ઉપકાર માન. ”

ઉપકાર ! ઉપકાર ! કરીને હું તો થાકયો; છતાંય કોનો ઉપકાર છે તે મારે જાણવું હતું, તેથી મેં કહ્યું, “ ઓ સમુદ્ર, તારો ઉપકાર ! એક વાર નહિ પણ હજાર વાર તારો ઉપકાર ! ”

થોડીવાર થઇ ત્યાં તો અવાજ આવ્યો: “ ઉપકાર !

મારો નહિ. મને રહેવા માટે જેણે આટલી બધી જગ્યા આપી, જેણે મને ખુબ મોટો ને ખુબ ઉંડો થઇને રહેવા ને પાણી ભરવાનો મને હુકમ કર્યો, તેનો એ ઉપકાર છે.”

અધીરા થઈ મેં પૂછ્યું; “પણ એ છે કોણ ?”

જવાબ મળ્યો; “તે માયાળુ પ્રભુ છે. એણે તારા ને બીજા સૌના ઊપયોગ માટે સર્વ સુંદર વસ્તુઓ બનાવી છે. તેનો એ ઉપકાર છે.”

આ સાંભળીને અત્યાર સુધી એ ઈશ્વરને હું વીસરી ગયો તે માટે શરમાયો. મેં મારી ટોપી ઉતારી, જમીન ઉપર લાંબા સૂઈ જઇ કહ્યું. “ઓ પ્રભુ ! ક્ષમા કર. તારા ઉપકાર અગણિત છે.”

**દેવશંકર દ. ઉપાધ્યાય.**



( ૪૧ )

# મગન અને છગન

( બાળવર્ગ માટે )

મગન નામે એક છોકરો હતો.
તે એક વખત નિશાળે જતો હતો.
રસ્તામાં એક ગાય બેઠી હતી.
તે બહુ ભૂખી હતી અને ઉભી થઇ શકતી ન હતી.
છોકરે ગાયને જોઈ તેથી તેને દયા આવી.
છોકરાને તેના બાપે એક પૈસો દીધો હતો.
છોકરે એક પૈસો ઘાસવાળાને આપ્યો.
અને ઘાસ લઇને ગાયને આપ્યું.
ગાયે ઘાસ ખાધું.
પછી એક ડોલ ભરી પાણી પીધું.
ગાય બેઠી થઈ ચાલવા લાગી.
છોકરો આ જોઈ ખુશ થયો. અને આગળ ગયો.
રસ્તામાં એક તળાવ હતું.
તે તળાવમાં કાદવ હતો.
કાદવમાં એક છોકરો ખુંચી ગયો.
તે બહાર નીકળી શકતો ન હતો.
આ છોકરાનું નામ છગન હતું.
મગન પાસે એક દોરડું હતું.
તે દોરડું તેણે છગન તરફ નાખ્યું.
એક છેડો મગને પોતાના હાથમાં રાખ્યો.
છગન દોરડું પકડીને બહાર આવ્યો.
પછી છગન પણ મગન સાથે નિશાળે ગયો.
પણ મોડું થયું નહિ.

# ચમત્કાર ત્યાં નમસ્કાર



ચોમાસાનો દિવસ છે, દશેરા આવી પહોંચી છે. આ સાલ ખેતરોમાં જ્યાં જુઓ ત્યાં ઉંદર ઉંદર ! એક એક અઠવાડિયામાં તો ઘણા દાણા સાફ થઇ ગયા. આખા ગામના ખેડુતો ગભરાઇ ગયા. ઝટપટ દાણા હાથ આવ્યા તેટલા લણીને ઘેર લાવ્યા.

ખેતરોના ઉંદરો ભૂખે મરવા લાગ્યા. જેને જ્યાં ફાવ્યું તે બાજુ નાસી ગયા. લગભગ બધાય ગામમાં આવ્યા. દરેક ઘરમાંથી દાણા ખુટવા લાગ્યા. દુકાળ ઉપર દુકાળ પડયો. ઉંદર તો પકડયા પકડાય નહિ અને માર્યા મરાય નહિ. હવે શો ઉપાય ? ગામના બધાય લોકો મુખીને ઘેર ગયા. મુખીએ ઇલાજ ઉપર ઇલાજ બતાવ્યા, પણ કાંઇ દહાડો વળ્યો નહિ.

તેજ દિવસે એક ફકીર ગામમાં આવ્યો હતો. તેને લોકો ઇલાજ પૂછવા લાગ્યા. લોકો તો ફકીરને મુખી પાસે લઈ ગયા. મુખીએ ફકીરને ઇલાજ પૂછ્યો.

ફકીરે લોકોને કહ્યું કે " જો મને બસો રૂપીઆ આપો તો તમારા ગામના એકેએક ઉંદરો મારી નાખું ? "

આ સાંભળીને લોકો તો રાજી રાજી થઇ ગયા, અને ફકીરને બસો રૂપીઆ આપવાનું મુખીએ વચન આપ્યું.

ફકીરે એક હાથમાં સારંગી લીધી, તાર મેળવ્યા, અને ગાવાનું શરૂ કર્યું. સારંગીમાંથી મધુર અવાજ નીકળ્યો. એટલામાં તો ચું ચું ચું અવાજ સંભળાવા લાગ્યો. એક ઉંદર આવ્યો તેની પાછળ બીજા આવ્યા. જ્યાં જુઓ ત્યાં ઉંદર ઉંદર ? ફકીર તો પાછલે પગલે ગામની ભાગોળ તરફ હઠવા લાગ્યો. ઉંદરો પણ તેની પાછળ પાછળ દોડવા લાગ્યા. લોકો તો અજાયબજ થઇ ગયા.

એટલામાં બધા નદીના કાંઠા સુધી જઈ પહોંચ્યા. ફકીર નદીમાં ઉતર્યો. ઉંદરો પણ તેની પાછળજ ધસ્યા. એક પછી એક એક બધાય નદીમાં પડયા અને પડયા એવાજ વહેણમાં તણાઇ ગયા. વાંસળી બંધ થઇ. ફકીર બ્હાર આવ્યો અને મુખીને ઘેર ગયો. ગામની સ્ત્રીઓ તો અજાયબ થઇ ગઇ અને તેને આશીર્વાદ આપ્યા.

ફકીરે મુખીને કહ્યું કે "બાપું મેં મારૂં કામ બજાવ્યું છે. મને મારી મહેનતના બસો રૂપીઆ આપો" લોકો તો આ જવાબ સાંભળીને એક બીજા સામુ જોવા લાગ્યા અને એકપછી એક ઘેર જવા લાગ્યા. મુખી પણ ગભરાયા. હવે શો ઉપાય ? તેમણે તો ગજવામાંથી પાંચ રૂપીઆ કાઢયા અને ફકીરને ધર્યા અને આશીર્વાદ આપ્યો.

ફકીરે કહ્યું કે "બાપુ મારે તમારા પાંચ રૂપીઆ નથી લેવા. તમારૂં વચન મને યાદ છે. મને તમારા વચન પ્રમાણે મારી મહેનતના બસો રૂપીઆ મળવા જોઇએ.

આ સાંભળીને મુખી તો ચીઢાયા અને લાકડી ઉગામીને

બોલ્યા "લેવા હોય તો લે આ પાંચ રૂપીઆ નહિ, તો રસ્તો પકડ. ચપ ચપ જવાબ આપીશ તો આ ધોકો દીઠો છે ? તારાં હાડકાં ખોખરાં કરી નાખીશ ! "

ફકીર તો રીસાયો. સારંગીના સૂર મેળવ્યા અને ગાવાનું શરૂ કર્યું. અવાજ નીકળ્યો કે એક ગાય આવી તેની પાછળ બીજી એમ ચારે બાજુએથી ગમાણના ખીલા અને દોરડાં સાથે બધાંય પશુઓ દોડી આવ્યાં લોકો તો ગભરાયા. ફકીર તો પાછલે પગલે નદી તરફ ગયો એક ભેખડ ઉપર ઉભો રહ્યો.

એક પાછળ એક એમ બધાંય ઢોર સંગીતની ધુનમાં નદીમાં પડયાં અને તણાઈ ગયાં. ઢોરોના માલીકો તો રડવા લાગ્યા. ફકીર મુખીને ઘેર ગયો અને મુખીને પૂછ્યુ "હવે મારી મહેનતના બસો રૂપીઆ આપવા છે કે બીજો ઉપાય કરૂં " ?

"**ચમત્કાર ત્યાં નમસ્કાર**" મુખી ફકીરને પગે પડ્યો અને બસેં રૂપીઆ ખખડાવી દીધા.

**અંબાલાલ પટેલ.**



# ઘાણી ઘોડું વિઆય.



એક વખતે એક પટેલ પોતાના ગામથી પાસેના શહેરમાં કંઈ કામ સારૂં પોતાની ઘોડી ઉપર બેસીને જતા હતા, એટલામાં રસ્તે ચાલતાં ચાલતાં એક શિઆળ રસ્તાની બાજુ પર ઉભું રહીને કહેવા લાગ્યું કે અલ્યા, ઓ પટેલીઆ તું શહેરમાં જાય છે તે તો ખરો. પણ મને સલામ કરતો જા. પટેલ બોલ્યો. તારા જેવાં લુંચ્ચાં શિઆળવાં તો હું ઘણાંએક જોઉં છું. ને તને શિઆળને સલામ કરૂં ? એમ કહી પટેલે ચાલવા માંડયું. ત્યારે શિઆળ બોલ્યું. પટેલીઆ જાઓ તો ખરા. પણ જ્યારે આફત આવશે ત્યારે શિઆળબાઇ શિઆળબાઇ કહેતા આવશો ! ત્યારે પટેલીઆએ હસીને કહ્યું કે શિઆળનો વળી તો મારે શો ખપ પડશે. કે હું તને ખોળતો આવીશ. પણ પટેલે તો શિઆળને સલામ કર્યા વિના પોતાની ઘોડી ઠેકાવી મુકી. અને શહેરમાં આવી પહોંચ્યો. ત્યાં એક ઘાંચીને ત્યાં ઓળખાણ હોવાથી પોતાની ઘોડી તલ પીલવાની ઘાણીએ બાંધીને ઘાંચીને સોંપીને પટેલ બજારમાં પોતાના શેઠને ત્યાં ગયા. શેઠને તેજ દીવસે પોતાના દીકરાનું લગ્ન હોવાથી પટેલને રાત રહેવાનું કહ્યું. એટલે પટેલ સાહેબ તો શેઠને ઘેરજ રાત પણ રહ્યા ને સવારે જમી કરીને દશ વાગે શેઠની રજા માગી એટલે શેઠે તેમને રજા આપી. હવે એવું બન્યું કે તેજ રાત્રે પોતાની ઘોડી ગર્ભ-

વંતી હોવાથી વિઆઇ. સવાર થયું એટલે ઘાંચીએ પણ જોયું. તે વખત થયો એટલે શેઠ આવી પહોંચ્યા. જોતાં વારજ ઘાંચી બોલ્યો કે મારી ઘાણી વછેરૂં વિઆય, પટેલ હશીને બોલ્યા. ઘાણી તે વળી ઘોડું વિઆતી હશે ? એતો મારી ઘોડી વિઆય. ઘાંચી એકનો બે ન થયો ને તકરાર કરવા લાગ્યો. ઘણા લોકોએ તેને સમજાવ્યો, પણ એ તો માનેજ નહિ. આખરે આ કામનો ન્યાય કરવા બન્ને જણા કચેરીમાં ચઢયા. ને સઘળી હકીકત ન્યાયાધીશને કહી સંભળાવી. એટલે ન્યાયાધીશે કહ્યું. કે પટેલ તમારે કોઇ સાક્ષી છે કે નથી ? ત્યારે પટેલ બોલ્યા. સરકાર મારે અહીંયાં કોણ સાક્ષી પુરે ? એટલામાં પટેલને વિચાર સૂઝી આવ્યો ને મનમાં વિચારવા લાગ્યો કે, કાલે શિયાળ મને રસ્તામાં મળ્યું હતું ને કહેતું હતું કે વખતે ખપ આવશે તો શિઆળ બાઈ કહેતા આવશો એમ કહેતું હતું. માટે ચાલો શિયાળ પાસે જઈ આવું. પટેલે તો શિઆળ હતું તે ઠેકાણે ચાલવા માંડયું. ને થોડીવારમાં શિઆળ હતું તે ઠેકાણે આવી પહોંચ્યો, શિઆળ પણ ત્યાં બેઠું જ હતું. પટેલ શિઆળને જોતાંની સાથે જ સલામ કરી બોલ્યાં શિઆળબાઈ સલામ. પણ શિઆળ તો પુંઠ ફેરવીને બેઠી. થોડીવારે પટેલે કાલાવાલા કર્યા, ત્યારે શિઆળ ગુસ્સામાંને ગુસ્સામાં બોલ્યા કે કાલે તો કહેતા હતા કે તારો તો મારે શો ખપ પડશે, ને આજ શિઆળ ભાઇ, કહેતા આવ્યા. બોલ શું છે કામ ? પટેલે સઘળી હકીકત કહી જણાવી. એટલે શિઆળ બોલ્યો, તારે કોઇ વાતની ચિંતા રાખવી નહિ. હું તને સઘળું કામ

પુર્ણ કરી આપીશ. એટલું કહી પટેલ આગળ ને શિઆળ પાછળ બંને જણ કચેરીમાં આવી પહોંચ્યા, ને બેઠા. ને પાએક કલાક થયો એટલામાં તો શિઆળ ભાઈને ઉંઘનાં ઝોકાં આવવા લાગ્યાં. ન્યાયધીશે પટેલને કહ્યું કે તમારો સાક્ષી કોઇ લાવ્યા કે નહિ. પટેલ બોલ્યા. સરકાર શિઆળને લાવ્યો છું. બોલાવો શિયાળ કયાં છે ? શિઆળભાઈ ઊંઘનાં ઝોકાં ખાતા હતા. ત્યાં ન્યાયાધીશે જઇ કહ્યું. કે સાક્ષી આપવા આવ્યો. કે ઉંઘ લઇને આવ્યો છે. શિઆળે કહ્યું સરકાર શું કરૂં ત્રણ દિવસની ઊંઘથી રોકાએલો છું, દરીઆમાં દવ બળતો હતો, ને ચાયણીમાં પાણી લઇને દવ ઓલવવા ગયો હતો. કચેરીમાંના સઘળા લોકો હસીને બોલ્યા કે અલ્યા મૂર્ખ, શિઆળ, દરીઆમાં તો દવ બળતો હશે ને ચાયણીમાં તે વળી પાણી રહેતું હશે ? ત્યારે શિઆળ બોલ્યો, કે ઘાણી તે વળી ઘોડી વિયાતી હશે ? જાઓ પટેલ, તમે તમારી ઘોડી વછેરા સાથે તમારે ઘેર લઇ જાઓ. આ જોઈ સઘળા લોકો આશ્ચર્ય પામી બોલ્યા કે શિઆળની સાક્ષી ખરી. તે પરથી ન્યાયાધીશે પણ એજ વાત કબુલ કરી, ને પટેલ પોતાની ઘોડીને વછેરા સાથે પોતાને ઘેર લઇ ગયો. ઘાંચીભાઇ તો વીલે મોઢે ઘેર ગયા. કચેરીમાંના લોકો પણ શિઆળના વખાણ કરી સૌ પોત પોતાને ઘેર ગયા.

**ભાવસિંહ ખીમા પટેલ.**

# બ્રાહ્મણ ને ચોર



એક ગરીબ બ્રાહ્મણના ઘરમાં ચોરે ખાતર પાડયું, અને અંદર પેઠો. બ્રાહ્મણના ઘરમાં હાંલ્લાં સિવાય બીજું કશું હતું નહિ, ઠેર ઠેર શીંકા બાંધેલાં અને માત્ર રસોડા પાસે ચાર પાંચ પિત્તળનાં વાસણ પડેલાં હતાં.

બ્રાહ્મણ વ્હેલો ઉઠીને નદીએ કળશે જવા ગએલો, તેથી બાયડી એકલી ઘરમાં હતી. તે જાણે કે હું જો કાંઇ બોલીશ તો ચોર મને મારશે. વાસ્તે તેની મરજીમાં આવે આવે તે લેવા દેવું. ચોર ઘરમાં આડું અવળુ ઘણું ફર્યો પણ હાંલ્લા સિવાય બીજું હાથ પડયું નહિ, થોડીવારે પેલાં પિત્તળનાં ઠામ આવ્યાં તે ઉપાડી બહાર નાઠો. એટલામાં સામેથી ઘર ધણી મળ્યો, બ્રાહ્મણની વહુએ બ્હાર આવી ચીસ પાડી કે કોઇ પકડો રે પેલો ચોર જાય છે. બ્રાહ્મણે જાણ્યું કે આતો મારા જ ઘરમાંથી ચોરી જાય છે. માટે હું એવું કરૂં કે તેને એકેય વાસણ કામ લાગે નહિ, એમ વિચારી પોતાની પાસે જે દિશાએ જવાનો કળશો હતો તે ચોરેલા વાસણને ધબ લઇને વાગે એમ ઘા કર્યો ચોર તે પણ ઉપાડી ગયા.

બ્રાહ્મણ જાણે કે સાળો બધું લઇ ગયો પણ અપવિત્ર કરેલ છે ! ! બ્રાહ્મણનો તો કળશો પણ ગયો.

# કુરુક્ષેત્રની કથા

પરશુરામના પિતા જમદગ્નિ રૂષિ મહા તપસ્વી અને જ્ઞાની હતા. જમદગ્નિ રૂષિને ત્રણ પુત્રોમાં પરશુરામ સર્વથી મોટા હતા. પુત્રો મોટા થતાં જમદગ્નિ રૂષિ ગૃહસ્થાશ્રમ છોડીને વૈરાગ્ય ધારણ કરી પોતાની સ્ત્રી રેણુકા સાથે વનમાં પ્રભુ ભજનમાં લીન થઈ જીવન વીતાડવા લાગ્યા. પરશુરામને પણ વૈરાગ્ય થઈ ગયો અને તેમણે ચિત્રકૂટ પર્વત પર જઈ શંકરનું તપ કરવા માંડયું.

સહસ્ત્રાર્જુનની સ્ત્રી, એ રેણુકાની બ્હેન થતી હતી, અથવા પરશુરામની માસી થતી હતી. કોઈ પ્રસંગસર રેણુકા જમદગ્નિની રજા લઈ પોતાની બહેનને પોતાને ત્યાં જમવા માટે નોંતરવા ગઇ. સહસ્ત્રાર્જુનની સ્ત્રીએ પોતાની બહેન રેણુકાને મ્હોં ચઢાવી અભિમાન પૂર્વક ઉત્તર આપ્યો કે-બહેન! તમે અમને એકલાંને જમવાનું નોતરૂં આપવા આવો છો તે ઠીક છે, પરન્તુ તમે જાણો છોને કે અમે રાજા છીયે? અમારા માનીતા પ્રધાનો, સેનાપતિઓ અને બીજા નોકર-ચાકરોને છોડીને જમવા આવીએ તેમાં અમારી શોભા ન ગણાય; માટે તમારે સર્વને જમવા આવવાનું નોતરૂં આપવું જોઈએ. અને તેવી રીતે જો તમો નોતરૂં આપી જાઓ તો પછી અમારે આવવાને કંઈ હરકત રહે નહિં. રેણુકા તો પોતાની બહેનની આ અભિમાન ભરેલી અને મ્હોટી મ્હોટી વાતો સાંભળી સ્તબ્ધજ થઈ

ગઈ. થોડીવાર વિચાર કરી રેણુકાએ કહ્યું કે–ભલે, ત્યારે તમારા કહેવા મુજબ નોતરૂં આપવું કે કેમ, તે હમણાં પૂછીને પાછી તમને ખબર કરવા આવું છું.

રેણુકાએ આવીને જમદગ્નિ રૂષિને સર્વ વૃતાંત જણાવ્યો. જમદગ્નિએ સર્વ વાત સાંભળી લઈ વિચાર કરી રેણુકાને કહ્યું કે–ભલે જા, તેણે અભિમાનથી કહ્યું છે તો આપણે તેનાં જેટલાં માણસો આવશે તેટલાં તમામને જમાડીશું. માટે તમામને જમવા આવવાનું નોતરૂં દઇ આવ. વળી રેણુકા સહસ્રાર્જુનની સ્ત્રીને નોતરૂં આપવા ગઇ. ત્યાં જઇ પોતાની બહેનને તેના કહેવા મુજબનું નોતરૂં આપી વિદાય લીધી.

સહસ્રાર્જુન ઘેર આવતાં તેની સ્ત્રીએ જણાવ્યું કે –મારી બેન રેણુકા કાલે આપણને આપણા સર્વ નોકર ચાકરો સાથે પોતાને ત્યાં જમવા આવવાનું નોતરૂં આપી ગઇ છે. સહસ્રાર્જુન જરા હસ્યો અને કહ્યું કે–વનમાં ઝુંપડીમાં રહેનાર રાજ્યનાં તમામ માણસોને શી રીતે જમાડશે ? મશ્કરી તો નથી કરી ? સ્ત્રી બોલી–મશ્કરી તો નથી કરી પણ હવે આપણે જોઇશું કે એ શી રીતે સર્વને જમાડે છે ?

સહસ્રાર્જુને કહ્યું—બહુ સારૂં.

હવે સવાર થતામાંજ જમદગ્નિ રૂષિ ઈન્દ્રરાજા પાસે પહોંચ્યા અને તેને પોતાની સર્વ હકીકત કહી બતાવી કામધેનુની (ગાય) માગણી કરી. ઇન્દ્રરાજાએ જમદગ્નિને

કામધેનુ લઈ જવાની રજા આપી. કામધેનુ લઇ જમદગ્નિ રૂષિ પોતાના આશ્રમમાં આવી પહોંચ્યા, અને પછી સહસ્ત્રાર્જુનને પોતાનાં માણસો સાથે જમવા આવવા માટે બોલાવવા ગયા.

સહસ્ત્રાર્જુન પોતાનું મોટું દળ–કટક લઇને જમદગ્નિના આશ્રમ ઉપર જમવા માટે આવ્યો. જમદગ્નિએ સર્વને સારો આદર–સત્કાર કરીને જમવા બેસાડયા, અને કહ્યું કે જેને જે જે વસ્તુઓ જમવાની ઇચ્છા હોય તેણે તે તે વસ્તુઓનો મનમાં સંકલ્પ કરી રાખવો એટલે તેમની ઇચ્છા મુજબ ભોજન મળશે. આ પ્રમાણે જમદગ્નિ રૂષિએ કામધેનુના પ્રભાવથી સર્વને અચ્છી તરેહથી ઇચ્છિા–ભોજન ( મરજી મુજબ જમવાનું ) કરાવ્યું. સહસ્ત્રાર્જુન આ પ્રકાર જોઇને લજ્જિત થઇ ગયો, અને વિચારમાં પડી ગયો કે એક રાતમાં આટલી બધી સામગ્રી જમદગ્નિએ કયાંથી અને શી રીતે ઉત્પન્ન કરી ? ઘણો ઘણો વિચાર કર્યો પણ તેને કંઇ ભેદ સમજવામાં આવી શકયો નહિ. ભોજન થઈ રહ્યા બાદ સર્વને વિદાયગીરી આપી. સહસ્ત્રાર્જુન પોતાની રાજધાનીમાં પોતાને ઘેર આવ્યો.

કેટલાક દિવસ વિત્યાબાદ સહસ્ત્રાર્જુને એક બ્રાહ્મણને જમદગ્નિ રૂષિને ત્યાં મોકલ્યો, અને કહ્યું કે–જમદગ્નિને ત્યાં જઈ પત્તો લગાવો કે તેણે સર્વ દળ–કટકને શી રીતે જમાડયું ? બ્રાહ્મણ જમદગ્નિને ત્યાં જઈ સર્વ બાતમી મેળવી લઇ સહસ્ત્રાર્જુનને કહ્યું કે, મહારાજા ! તેને ત્યાં તો એક કામધેનુ છે, અને તેના પ્રભાવથી આપણને સર્વને

તેણે જમાડયા છે. સહસ્ત્રાર્જુનને કહ્યું કે જાઓ, જમદગ્નિ પાસેથી એ ગાય આપણે ત્યાં લઇ આવો, એવી કામધેનુ તો રાજ-દરબારમાં શોભે. તેથી તેના માણસો જમદગ્નિ પાસે ગાય માગવા ગયા. જમદગ્નિએ કહ્યું કે-તમારા રાજાને કહેજો, એ ગાય અમારી નથી કે તમને આપીએ. કામધેનુ હું ઇન્દ્ર પાસેથી લઇ આવ્યો છું, માટે એ આપી શકાશે નહિ. સહસ્ત્રાર્જુનનાં માણસો પાછાં ગયાં અને જમદગ્નિનો સર્વ સંદેશો તેને કહી બતાવ્યો. ફરી સહસ્ત્રાર્જુને પોતાનાં કેટલાંક વધારે માણસોને બોલાવીને કહ્યું કે-જાઓ, જમદગ્નિના આશ્રમમાંથી કામધેનુ લઇ આવો, જો સલાહ-સંપથી સમજુતથી આપવા ના કરે તો બળાત્કારપૂર્વક લઈ આવજો. સહસ્ત્રાર્જુનનો હુકમ સાંભળી માણસો જમદગ્નિના આશ્રમ તરફ રવાના થયાં.

જમદગ્નિએ તો કામધેનુ આપવા સાફ નાજ કહ્યા કીધી. તેથી છેવટે બળપૂર્વક સહસ્ત્રાર્જુનનાં માણસો કામધેનુ લઈ ચાલતા થયા. જમદગ્નિ તેમની પાછળ થયા, પણ પેલા માણસોએ કંઇ માન્યુંજ નહિ. છેવટે જમદગ્નિ ક્રોધે ભરાયા અને કામધેનુને આગળ નહિ ચાલવા આજ્ઞા કરી. હવે સહસ્ત્રાર્જુનનાં માણસો ઘણુંયે બળ કરવા લાગ્યા, ઘણા પ્રકારે કોશીશ કરી, પણ કામધેનુ આગળ ન ચાલી તે નજ ચાલી.

સહસ્ત્રાર્જુનને આ વાતની ખબર પડતાં મહાકોપાયમાન થઇને પોતે ત્યાં આવ્યો. જમદગ્નિ અને પોતાને કેટલોક વાદ-વિવાદ થયો, છેવટે સહસ્ત્રાર્જુનને એકદમ ગુસ્સો વ્યાપી જતાં જમદગ્નિનું શિરચ્છેદન કરી નાખ્યું.

જમદગ્નિનું શિરચ્છેદન થતાંજ કામધેનુ એકદમ છટકી જઇ એવી ભાગી નીકળી કે કોઇના હાથમાં રહી શકી નહિં અને ઇન્દ્રને ત્યાં ચાલી ગઈ. પોતાના પતિ મરાયાની ખબર મળતાં, રેણુકા પણ ત્યાં આવી ઘણો વિલાપ કરવા લાગી. સહસ્ત્રાર્જુન હવે પોતાનો ક્રોધ દબાવી દઇ શાંત થઇ, પોતાને ઘેર ચાલી ગયો. ચિત્રકૂટ પર્વત પર બેઠેલા પરશુરામના તપનું આસન ડોલવા લાગ્યું, તેથી તેણે સમાધિ ચઢાવી જ્ઞાનદ્રષ્ટિથી જોયું તો પોતાના પિતાનું મરણ થયાનું જણાયું.

પોતાના આસનેથી એકદમ ઉઠી જ્યાં પિતાનું શબ પડ્યું હતું, અને માતા રેણુકા વિલાપ કરી રહી હતી ત્યાં પરશુરામ આવી પહોંચ્યો. પુત્રને જોતાં રેણુકા હૃદયફાટ રૂદન કરવા લાગી. પરશુરામના પૂછવાથી રેણુકાએ પોતાના પતિના મરણની સર્વ હકીકત રોતાં–રોતાં કહી બતાવી. પરશુરામના પ્રત્યેક અંગમાં ક્રોધ–ક્રોધ વ્યાપી ગયો, અને રેણુકાને કહ્યું કે માતા! હવે તો પ્રથમ હું મ્હારા પિતાના શત્રુનેજ મારીશ, ત્યાર પછી પિતાની ક્રિયા કરીશ. એમ કહી પોતાની ફરસી હાથમાં ધારણ કરી સહસ્ત્રાર્જુનને મારવા પરશુરામ તેજ વખતે ત્યાંથી ચાલી નિકળ્યો.

સહસ્ત્રાર્જુન પોતાની સભામાં સિંહાસન ઉપર બેઠેલો છે, સર્વ સભા ભરપૂર રાજદરબારી ગણોથી ભરાયલી છે; તેવામાં રાતો–તાતો પરશુરામ તે સભામાં દાખલ થયો અને સહસ્ત્રાર્જુનને કહેવા લાગ્યો કે, નીચ! કાયર! ત્હેં નિઃશસ્ત્ર

મ્હારા પિતાને મારી મ્હને ક્રોધિત કર્યો છે, તો તેનો બદલો લેવા હું આવ્યો છું. કુલદ્રોહી ! ઉઠ ઉભો થા, શસ્ત્રો લઇ મ્હારા સામે લડવા તૈયાર થા.

સહસ્ત્રાર્જુન બોલ્યો—જા જા, તારો ધંધો તપ કરવાનો છે, તો તું તપ કરવા ચાલ્યો જા.

પરશુરામ—દુષ્ટ ! મ્હારા પિતાનું વેર લઇશ, તને મારીશ અને પછી હું ચાલ્યો જઇશ.

સહસ્ત્રાર્જુન હસતાં હસતાં બોલ્યો—પરશુરામ ! શું તું મ્હને મારીશ ?

પરશુરામ—દુષ્ટ, કુલાંગાર ! શું ત્યારે તને હું ઉદ્ધારીશ ? ક્રોધ કરી બોલ્યો.

સહસ્ત્રાર્જુન—જો તું વધારે બોલીશ તો સમજજે કે માર્યો જઈશ.

પરશુરામ—ઉભો થઇ જા, પછી તું તારી લવારી મારી સામે કરજે. તારા ટુકડે-ટુકડા કરી તને કાપીશ ત્યારેજ હું નિરાંતે જંપીશ. તારી માફક કાયરતા કરી નિઃશસ્ત્રને મારવા કરતાં તને ચેતાવું છું, માટે ઉઠ ઉભો થા.

સહસ્ત્રાર્જુન—ત્હારા મગજમાં ઘમંડ છે કાં ?

પરશુરામ—હા. કાયરતા નહિ દર્શાવતાં જલદી તૈયાર થા.

આ પ્રમાણે કેટલોક વખત વાણીનો વાદ-વિવાદ ચાલતાં બન્ને પરસ્પર લઢવા તૈયાર થયા. સહસ્ત્રાર્જુને પોતાનાં

ધનુષ્ય–બાણ લીધાં. પરશુરામ પાસે તો ફરસી તૈયારજ હતી. પરસ્પર યુદ્ધ જામતાં પરશુરામે સહસ્રાર્જુનને મારી જમીન પર પટકયો. સહસ્રાર્જુન મરાતાં તેની તમામ સેના પરશુરામ પર ચ્હડી આવી. પરશુરામે પોતાની ફરસીથી તે સર્વનો નાશ કરી પિતાનું વેર વાળ્યું !

પોતાના પિતાના શબને સ્થાનકે આવી ત્યાં તેની ક્રિયા કરી અને તે જગાએ પોતાના પિતાની વધારે સદ્દગતિ થવા ખાતર એક રૂદ્ર–યજ્ઞ કર્યો, ત્યાર પછીથી આ સ્થળ કુરૂક્ષેત્રના નામથી ઓળખાવા લાગ્યું હતું. આ સ્થળમાં સૂર્ય–ગ્રહણના દિવસે સ્નાન કરવાથી અને યજ્ઞ–દાન કરવાથી મહાન ફળ મળે છે, એમ શાસ્ત્રમાં લખેલું છે. આ સ્થળે સાક્ષાત પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્રે પણ પોતાના સર્વ પરિવાર સહિત સૂર્ય–ગ્રહણના એ વખતે આવી સ્નાન કરી યજ્ઞ–દાન કરેલાં હતાં. એટલે આ કુરૂક્ષેત્રના સ્થળનું માહાત્મ્ય વધારે લેખાયું છે.

**રેવાશંકર જાદવજી વ્યાસ.**



# પોપટની વાત

## (બાળવર્ગ માટે)

એક નાનો પોપટ હતો.
તે ઉડતો ઉડતો વનમાં ગયો.
તે વનમાં બહુ દૂર ગયો.
તેને ઘેર આવવું હતું.
પણ તે બહુ દૂર ગયો હતો.
તેથી તેને ઘર ન મળ્યું.
ખુબ ભટક્યો,
પણ ઘર ન મળ્યું.
વનમાં બહુ બહુ ભટક્યો,
પણ ઘર ન મળ્યું.
પછી તે ઉડતો ઉડતો તળાવ પાસે ગયો.
એ તળાવ પાસે એક આંબો હતો.
આંબા પર કેરીઓ હતી.
પોપટ આંબા પર બેઠો.
કેરી ખાધી
પાણી પીધું
ને બહુ મઝા પડી.
ને વળી આંબા પર બેઠો.
પોપટ વિચાર કરવા લાગ્યો
કે મારી માને સંદેશો મોકલું.
પછી થોડીવારે ત્યાંથી એક ચકલી નીકળી.

પોપટ બોલ્યો,

ચકલી બેન, ચકલી બેન,
મારી માને એટલું કહેજે,
તેટલું કહેજે,
પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,
પોપટ આંબાની ડાળે,
પોપટ તળાવની પાળે,
બેઠો મઝા કરે.

ચકલી બોલી,

બહુ સારૂં સંદેશો કહીશ.
પછી ત્યાંથી એક કાબર નીકળી,

પોપટ બોલ્યો,

કાબર બેન, કાબર બેન,
મારી માને એટલું કહેજે,
તેટલું કહેજે,
પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,
પોપટ આંબાની ડાળે,
પોપટ તળાવની પાળે,
બેઠો મઝા કરે.

કાબર બોલી,

બહુ સારૂં, સંદેશો કહીશ.
પછી થોડીવારે ત્યાંથી એક મેના નીકળી.

પોપટ બોલ્યો,

મેના બેન, મેના બેન,
મારી માને એટલું કહેજે,
            તેટલું કહેજે,
પોપટ ભૂખ્યો નથી,
પોપટ તરસ્યો નથી,
પોપટ આંબાની ડાળે,
પોપટ તળાવની પાળે,
        બેઠો મઝા કરે.

મેના બોલી,

બહુ સારૂં સંદેશો કહીશ.
પોપટની મા પોપટને શોધતી હતી.
તેને ચકલી મળી
        અને સંદેશો કહ્યો.
થોડીવારે કાબર પણ આવી.
        અને સંદેશો કહ્યો.
પછી પોપટની મા પોપટ પાસે ગઇ.
પોપટને મળી,
અને બહુ ખુશ થઈ,
પછી ઘેર ગયાં.



# એક ડોસીની વાત

(બાળવર્ગ માટે)

એક ડોસી હતી
તેને સાત છોકરા હતા
એક વખત ડોસીએ એક મોટો
રોટલો બનાવ્યો.
રોટલો તૈયાર થયો
પછી બોલ્યો,
મને કોઇ ન ખાશો.
ડોસી કહે,
મારા છોકરાને ભૂખ લાગી છે.
પણ રોટલો નાસી ગયો.
ડોસી રોટલા પાછળ દોડી
સાત છોકરા પણ પાછળ ગયા
એક બતક રસ્તા પર હતું
તેણે રોટલાને જોયો.
બતક કહે, રોટલાભાઈ, ઉભા રહો
મારે તમારી સાથે આવવું છે
પછી બંને નદી તરફ ગયાં
રોટલો કહે, મને તરતાં આવડતું નથી.
બતક કહે, મારી પીઠ પર બેસ
રોટલો બતક પર બેઠો.
નદીની વચમાં ગયાં.
પછી બતકે રોટલાને પાડી દીધો
અને બતક રોટલો ખાઇ ગયું.

( ૭૬ )

# " કઠીઆરાની ભૂલ. "

---

ભોળાભાઇ નામે એક કઠીઆરો લાકડાં વેચી પોતાનું ગુજરાન ચલાવતો, ગામમાં લાકડાં વેચવા જાય ત્યારે છ આના કે આઠ આના આવે. તેટલી ટુંકી ઉપજમાંથી કુટુંબનું ભરણપોષણ કરવું પડતું તેથી તેની પાસે સિલકમાં તો કાંઇ ન રહેતું. શિયાળા ઉનાળામાં તો બરોબર કામ કરી આજીવિકા ચલાવતો, પણ ચોમાસામાં વરસાદને લીધે કે કોઇ કુદરતી પ્રતિબંધને લીધે આજીવિકા ચલાવવામાં વાંધો પડતો.

એક વખત ચોમાસામાં તે લાકડાં કાપવા ગયો, ત્યાં તે ગાઢ વનમાં આવી પહોંચ્યો. થોડાંએક લાકડાં કાપ્યાં હશે તેટલામાં વળી વરસાદનું એક માવઠું થયું. ઝાડપાન નીતરવા લાગ્યાં, અને ભોળાભાઇ પાંદડું કંપે તેમ કાંપવા લાગ્યા. ત્યારે પ્રભુને ઉદ્દેશી બોલી ઉઠયા, અરે પ્રભુ ! આ વર્ષા તે તેં કોના માટે નિર્માણ કરી છે ? શિઆળા ઉનાળામાં મારી આજીવિકા સારી રીતે ચાલી શકે છે, ત્યારે ચોમાસું મને દુઃખી કરે છે, તે વળી કોના ઘરનો ન્યાય ? દૈવ ! તારા આગળ કોઇ ડાહ્યું નથી. મને આ વરસાદનાં માવઠાં ઝેર જેવાં લાગે છે, પ્રભુ, હવે તો મને જરા સુખી કર, ના, ના, સંસાર જાળમાં સપડાયેલાને સુખ હોયજ નહી.

× × × ×

થોડીવારમાં વરસાદ બંધ થયો, અને આગળથી તૈયાર કરી રાખેલાં, લાકડાં લઇ ભારો બાંધી પંથે પળ્યો, અર્ધમાં ગયો હશે તેવામાં ગાઢ ઝાડી આવી. અને દૈવયોગે તેનો દુશ્મન સામો આવતો જણાયો. આ સારો દાવ છે, એમ જાણી તેના દુશ્મને એક તીર છોડયું, પણ ધનુષ્યની પણછ ભીંજાઈ ગયેલી હોવાથી જોઇએ તેટલું આબાદ વાગી શકયું નહી. ભોળાભાઇએ ભારો ભોંય પર નાખી દીધો અને દોટ મૂકી કોવાડો છુટો ફેંકયો, તરતજ તેના દુશ્મનના ત્યાં રામ રમી ગયા.

ભોળાભાઇને હવે સમજાયું કે જેને હું ધિક્કારતો હતો તે વર્ષાએજ મારો બચાવ કર્યો, વરસાદને લીધે તેના ધનુષ્યની પણછ ભીંજાઈ ગયેલી હોવાથી તે મને મારવા નિષ્ફળ નીવડયો, માટે બાળકો, "મારે એટલુંજ કહેવાનું કે ઇશ્વરે જે નિર્માણ કર્યું છે, તે દરેક મનુષ્યના લાભમાં છે," આમ કહી ભારો લઇ કઠીઆરો રસ્તે પડયો.

**પુરૂષોત્તમ છ. શાહ.**



# કોહલો ને મગર

એક કોહલો હતો, તે જંગલમાં મોટી નદીના કિનારા પર રહેતો હતો, ત્યાં થોડા વખતમાં ખાવાનું ખુટી ગયું. તેથી આ કોહલાને ખાવાના સાંસા પડવા લાગ્યા. તેને એમ લાગ્યું કે, હું ભુખે મરી જઈશ. તેણે નદીના સામા કિનારા તરફ બારીકીથી નજર કરી તો તેને લાગ્યું કે, ત્યાં ખાવાનું ઘણું છે, પણ જવું કેવી રીતે ? વચ્ચે તો મોટી નદી ? પુલ અથવા બીજો કોઇ રસ્તો ન હતો. પાણીમાં તરીને જવાની કોહલાભાઇનામાં હીંમત મળે નહિ, પણ તે ઘણું યુકિતબાજ પ્રાણી છે, તેણે યુકિત શોધી કાઢી. બીજે દીવસે સવારમાં કિનારા પર ગયો, ને મોટે અવાજે "મગર કાકા" "મગર કાકા" એમ બૂમ પાડી, થોરીજ વારમાં મગર પાણી ઉપર આવ્યો.

મગર—કેમ તમારે શું જોઇએ છીએ ?

કોહલો—શું મારે ? અરે ! હું શું કહું તમને, મારે મારા લાભનું કશું જોઈતું નથી. પણ તમારા લાભ માટે અને સુખ માટે આવ્યો છું. આ નદીના સામા કિનારા પર સુંદર કન્યા રહે છે. તે મને તમારા લાયક જણાય છે. માટે જો તમે મને પેલી તરફ લઇ જાઓ, તો તમારૂં ચોકઠું ચોડીઆવું, પછી તમને ઘરમાં રાંધવાની, વાળવાની, વગેરે હરકતો નડશે નહિ. આથી મગર ઘણો ખુશી થયો, તે કોહલાને રાજીખુશીથી હોંસભેર સામા કિનારે ઉતાર્યો. એટલે કોહલાએ કહ્યું હું કન્યા લેઇને આવીશ ત્યારે તમને બોલાવીશ. હવે તમે જાઓ. મગર પાણીમાં ગયો, ને કોહલો ખેતરમાં પેઠો. થોડા દિવસ રહી બધો પાક ખાઇ રહ્યો, ને

પાછા પોતાની જગ્યાએ આવવા વિચાર કર્યો. તરતજ તેને મગરને આપેલું વચન યાદ આવ્યું. તેથી એક ખેક ખેતરમાં ગધેડાના હાડકાંનું ખોખું (હાડપિંજર) પડી રહેલું હતું, તે લાવી કિનારા પર મૂક્યું. ત્યાંથી ધોબીના ઘાટે ગયો, ને એક સુંદર સાડી લાવી, પેલા હાડપિંજર પર નાખી. એવી રીતે કે તે આબેહુબ સ્ત્રી દેખાય. પછી તેણે પહેલાંની પેઠે મગરને બૂમ પાડી. તરતજ મગર કાકા ઉપર આવ્યા. મગરે પુછ્યું, સ્ત્રી લાવવા વચન આપ્યું હતું, તે કયાં છે? કોહલાએ જવાબ દીધો કે, હું તમને શું કહું, એ સ્ત્રીને મનાવી લાવતાં કંઇ હરકતો વેઠવી પડી છે? મહામુશીબતે મનાવી લાવ્યો છું જુઓ તે પેલી ઉભી રહી. પણ મારાથી ઘણું શરમાય છે. હું રહીશ ત્યાં સુધી તે તમારી સાથે વાત નહિ કરે. માટે તમારી સાથે વાત કરવાનો એકજ રસ્તો છે. તે એ કે મને જ્યાંથી આણ્યો હતો ત્યાં પાછો મૂકી આવો. ત્યાંથી પાછા આવી તેને પટાવી લઇ જજો. આ વિચાર મગરને પસંદ પડયો. તેથી કોહલાને પીઠ પર બેસાડી પેલી પાર વહેલોને વહેલો મૂકી આવ્યો. પછી બૈરીને બોલાવવા લાગ્યો. ઘણી હાંકો મારી, ઘણી હાંકો મારી. પણ હાડપિંજર શું બોલે? અરે! બોલવાની વાત તો ઠીક. પણ હાલે કે ચાલે કંઈ નહિ. મગરને ઘણી નવાઇ લાગી. તેને કોહલા પર ને હાડપિંજર પણ ઘણો ગુસ્સો ચઢયો. તેણે કિનારા પર એક ઝાપોટ મારી, તો શું દેખાયું? સ્ત્રી તો નહિ, પણ હાડકાંનો ઢગલો. આથી મગર ગાંડો ઘેલો થઇ ગયો. ને કોહલા પર વેર લેવાનો નિશ્ચય કર્યો. એક વખત આ કોહલો પાણી પીતો હતો, ત્યારે મગરે તેનો પગ પકડી લીધો. ને પાણીમાં ખેંચવા લાગ્યો. કોહલાએ કહ્યું તમે શું

કરો છો ? ઝાડની મૂળી ખાઓ છો. એથી તમને શો ફાયદો છે ? મગરે જાણ્યું કે આતો ઝાડની મૂળી છે. કોહલાનો પગ નથી. એટલે પગ મૂકી દઈ પાસે ઝાડની મૂળી હતી, તે પગ સમજી પકડી લીધી. એમ આમ બંધો કોહલો બીજી વખત બચી ગયો. મગર તેને પકડવામાં નિષ્ફળ નીવડયો, તેથી તેને વધારે ગુસ્સો ચઢયો, અને ચોક્કસ ઠરાવ કર્યો, કે બીજી વખત કોહલાને મારીજ નાખું. પછી મગર કોહલાની બોડમાં ગયો. ને અંદર સંતાઈ પેઠો. ને વિચાર કર્યો, કે કોહલો અંદર આવે. એટલે તેને મારી નાખું. મગરભાઇ ખુશીથી અંદર બેઠા હતા સાંજ પડી એટલે કોહલાભાઇ ખાઇને અલમસ્ત થઇને આવ્યા. બોડમાં જવાના રસ્તા પર તેમણે તો કોઈ પ્રાણીનાં પગલાં જોયાં. એટલે વિચાર કર્યો, કે આજ બોડમાં જોખમ છે. માટે સાવચેત રહેવાની જરૂર છે. પછી યુક્તિ કરી. અને બોડ નજીક આવી કહ્યું. અરે, બોડ સલામ ! કેમ છો ? તેણે થોડી વાર રાહ જોઈ. પણ કંઇ જવાબ મળ્યો નહિ. ફરીથી બૂમ પાડી. બોડ બોલી શકતી નથી, એટલે કયાંથી ઉત્તર મળે. તો પણ કહે. આજ મારી બોડ કેમ કંઇ બોલતી નથી. જરૂર અંદર કંઈ જોખમ હશે. નહિ તો ઉત્તર મળ્યા વગર રહે નહિ. આ સાંભળી મગરને એમ લાગ્યું કે, ખરેખર આ બોડ હંમેશાં બોલતી હશે. માટે હું પણ બોલું. પછી મગર કહે. હું, હું, હું, આથી યુક્તિખોર કોહલો સમજી ગયો, કે અંદર કંઇક છે. એટલે જંગલમાં જઈ લાકડાં તથા ઘાસ લાવી બોડના મોં આગળ મૂકી દીવાસળી ચાંપી. એટલે મગર અંદરજ બળીને ખાખ થઇ ગયો. પણ તે કોહલાને જીતી શકયો નહિ.

❋❋

રાહેલબાઈ

# સંતોષી રાજા



એક હતો રાજા. રાજા તો બહુ ભલો. એની ભલાઇનાં તો કાંઇ વખાણ થાય ?

રાજા તો મરણ પથારીએ પડયો છે. ભાયાતો ભેગા થયા છે. આખું કુટુંબ ભેગું થયું છે. સઘળાં એકી ટસે જોઇ રહ્યાં છે. સર્વ દિશાએ શાન્તિ છે.

એટલામાં રાજા બોલ્યા, "મારો અંતકાળ પાસે છે. દુઃખીઓને દુભવશો નહિ, ગરીબોને દાન કરજો, બધાં સંપીને રહેજો ને મારે કાંઇ સંતાન નથી એટલે હું મરી જાઉં તેને બીજેજ દિવસે સવારે જે પુરૂષ પહેલો નગરમાં પેસે તેને મારી ગાદીએ બેસાડજો ને રાજા તરીકે માનજો.

રાજાનું પ્રાણ–પંખી ઉડી ગયું. દહનક્રિયા ય થઈ ગઇ.

ઉષાનું રાજ્ય પથરાયું. પૂર્વ દિશામાં અવનવા રંગો દેખાયા. ને પ્હો ફાટયો.

એક ભૂખ્યા ભિખારીએ નગરમાં પ્રવેશ કર્યો. સિપાઈઓ તેને દરબારમાં લેઈ ગયા. મન્ત્રીઓએ તેને રાજ્યગાદીએ બેસાડયો, રાજમુગટ પહેરાવ્યો ને સુંદર રત્નજડિત તલવાર આપી. રાજગોરે તિલક કર્યું. સભામાં શિરપાવ વહેંચ્યા.

પણ ગમે એટલું તોય કંગાલ તે કંગાલ, તેને કાંઇ રાજ્ય ચલાવતાં આવડે. તેની નિર્બળતાનો લાભ લેઇને

સુબાઓ સ્વતંત્ર થવા લાગ્યા. કેટલાક રાજાઓએ તેના ઉપર ચઢાઈ કરીને રાજ્યનો કેટલોક ભાગ જીતી લીધો.

બિચારો ભિખારી રાજા. એ તો ખૂબ મુંઝાયો. બિચારાની ચિન્તાઓનો તો પાર ન રહ્યો. એને તો બહુ ઉપાધિઓ નડવા લાગી.

તેણે તો તેના એક જુના મિત્રને યાદ કર્યો ને તેને પોતાની રાજ્યધાનીમાં બોલાવ્યો. તેણે તેને રાજ્યગાદી આપી ને પછી ભિખારી રાજા બોલ્યો, "ભાઈ, મારા દુઃખનો પાર નથી. ભિખ માગતી વખતે તો મને ફકત મુઠી અનાજનીજ ચિન્તા હતી, પણ અત્યારે તો આ આખું રાજપાટ સંભાળવું બધાંને અદલ ઇન્સાફ આપવો, દુઃખીઓની દાદ સાંભળવી, બીજા રાજાઓ સાથે યુદ્ધમાં જોડાવું. કેટલી બધી ચિન્તાઓ! સંસારની જાળમાં જે ખોટી રીતે ફસાયો તે મરેજ છૂટવાનો. અહીંનું આ સુખ એ સુખ નહિ, પણ દુઃખજ છે. મને તો દીવા જેવું દેખાય છે કે **સંતોષ સમાન આ વિશ્વમાં બીજું સુખ નથી.**"

પછી એ તો ચાલી નીકળ્યો. કુદરત સાથે રમે, વાતો કરે, વનફળ મળે તો તે ખાય, મુઠી અનાજ મળે તો તે ખાય. સરોવરનું નિર્મળ પાણી પીએ. ભગવાનનું ભજન કરે ને આનંદથી મઝા કરે.

**ઉમીયાશંકર જીવણલાલ ઠાકર**



# રાજાની ચતુરાઈ.



એક માણસ હતો, તેને બે મોતી જોઈતાં હતાં. તેથી તેણે ઘણી કમાણી કરી ને બધો પૈસો બહુજ મોંઘાં બે મોતીજ ખરીદવામાં કાઢયો. ખરીદ્યા પછી તેને બહારગામ જવાનું થયું, જો મોતી સાથે મુસાફરીમાં લઈ જાય તો તો ખોવાઈ જવાની દહેશત રહે. ઘરમાં મૂકે તો કોઇ ચોરી જશે તેવી બીક રહે. માટે તેણે પોતાના એક મિત્રને સંભાળી રાખવા આપ્યાં. ઘણા દહાડા બહારગામ રહ્યા પછી પાછો આવ્યો. તેણે પેલાં મોતી પોતાના મિત્ર પાસેથી પાછાં માગ્યાં. મિત્રે તેને કહ્યું, મારી પાસે મોતી છેજ નહિ. તેં મને આપ્યાં પણ નથી. આપ્યાં હોય તેવું કહેનાર કોઇ સાક્ષી છે ? તે શહેરમાં એક રાજા હતો. તે બહુજ ન્યાયી ગણાતો હતો તેની પાસે પેલો માણસ ગયો ને પોતાની હકીકત કહી સંભળાવી. રાજાએ મોતી ચોરનારને બોલાવ્યો, પછી પડપૂછ કરી. રાજાએ કહ્યું, આ માણસે મોતી સંતાડી રાખ્યાં છે તેવી કંઇ સાબીતી નથી તેથી મને તેનામાં કંઇ દોષ જણાતો નથી. માટે છોડી મૂકું છું. ને કહ્યું, તે ઘણો પ્રમાણિક છે. એટલે મોતી ચોરનાર ખુશી ખુશી થયો ને ઘેર ગયો. પેલો માણસ પણ વીલે મોંઢે ઘેર ગયો. થોડા દિવસ પછી મોતી ચોરનારને રાજાએ બોલાવ્યો ને કહ્યું કે તમારા જેવો કોઇ પ્રમાણિક માણસ મેં આ શહેરમાં જોયો નથી.

ફક્ત તમેજ છો. માટે આ મારૂં જોખમદારીનું કામ તમને સોંપું છું. આ એક મોતીની સેર છે. પણ તેનો દોરો જુનો થઈ ગયો છે. ને કદાચ તુટી જાય તો મોતી ખોવાઈ જાય. માટે બીજા નવા દોરામાં પરોવી લાવો. આટલું કામ સંભાળીને કરશો. તે ૧૦૦ મોતી છે. પેલો માણુસ મોતીવાળા દોરાવાળી સેર અને નવો દોરો બંને લઇ ઘેર ગયો. તેણે મોતી ગણ્યા વગર તોડી નાખ્યો એટલે બધાં મોતી એકઠાં થઇ ગયાં ને બીજા નવા દોરામાં પરોવ્યાં. પછી ગણી જોયાં તો ૯૮ થયાં હવે તેને ચિંતા થઇ કે રાજાએ ૧૦૦ આપ્યાં હતાં ને ૯૮ કેમ થયાં? લાવ મારી પાસે બે ઘરમાં છે. તે હું પરોવી ૧૦૦ કરી દઉં નહિતર મને શિક્ષા થશે.

પછી તેણે તેમ કર્યું. ને રાજા કને ગયો. રાજાએ મોતી ગણ્યાં તો ૧૦૦ થયાં. તેણે પેલાને કહ્યું. મેં તો ૯૮ આપ્યાં હતાં. ને ૧૦૦ કેમ? જરૂર બે મોતી તેં પેલા તારા મિત્રનાંજ ચોરી લીધાં છે, એમ કહી મિત્રને બોલાવી બે મોતી પાછાં આપ્યાં ને પેલાને સખત સજા કરી. જુઓ, રાજાએ કેવી રીતે ચોર શોધી કાઢયો.

—રાહેલબાઈ



# ભીષ્મ-પ્રતિજ્ઞા



જુના જમાનામાં હસ્તીનાપુરમાં શંતનુ નામે પ્રતાપી રાજા થઇ ગયા. કૌરવો અને પાંડવો તેમનાં સંતાન હતાં. તેમનો વિવાહ ગંગાજી સાથે થયો હતો. ગંગાજીથી તેમને એક પુત્ર થયો. તેનું નામ દેવવ્રત.

મહારાજ શંતનુ દેવવ્રતને યુવરાજ બનાવી રાજ્યનો પ્રબંધ કરતા હતા. યુવરાજ અસ્ત્ર-વિદ્યામાં કુશળ હતો તેમજ તે વેદ-વેદાંગ પણ શીખ્યો હતો.

એક દિવસ રાજા શંતનુ સહેલગાહ કરતા ગંગા નદીના કિનારે નીકળી પડયા. એકાએક તેમને દીલરંજન કરનારી સુગંધ આવવા લાગી. આ સુગંધ કયાંથી આવે છે. તેની શોધમાં રાજા આમતેમ આંટા મારવા લાગ્યા. દૂર એક માછીકન્યા નાવ પર બેઠેલી તેમની નજરે પડી. એના અંગમાંથી સુગંધ નીકળી સારાય વનપ્રદેશમાં મઘમઘાટ ફેલાવતી હતી. રાજા તેને જોઇ તેના પર મુગ્ધ થઇ ગયા.

રાજાએ તે કન્યાને પૂછ્યું-તું કોણ છે? તારૂં ઘર કયાં છે?

કન્યાએ જવાબ આપ્યો-મહારાજ! હું માછીકન્યા છું. સામેની ઝુંપડીમાં મારા પિતા અને હું રહીએ છીએ.

શંતનુ તેના પિતા પાસે ગયા. તેણે તેમનો સાદર સત્કાર કર્યો. થોડીવાર વાતચીત કરી રાજાએ તેની પુત્રીના હાથની માગણી કરી.

આથી માછીકન્યાનો પિતા ઘણો પ્રસન્ન થયો. તેણે કહ્યું–મહારાજ ! કન્યા પરણાવવા હું ખુશી છું પણ એક શરતે કે તેના પુત્રને રાજગાદી મળે. તેજ રાજ્યનો હકદાર વારસ ઠરે. રાજાને આ શરત અનુચિત લાગવાથી ચૂપ રહ્યા અને તરતજ ઉદાસ થઇ રાજધાનીએ પાછા ફર્યા. પણ તે માછીકન્યાને ન જ ભૂલી શકયા. રાતદિવસ તેનાજ વિચારમાં ચિંતાતુર રહેતા. રાજકાજમાં તેમનું ચિત્ત ચોંટતું નહી.

જ્યારે દેવવ્રતે પિતાની આ દશા જોઇ ત્યારે તેનું કારણ પૂછવા પિતા પાસે ગયો. રાજાએ બહાનાં બતાવી ખરૂં કારણ ન કહ્યું.

આથી દેવવ્રતને પુરતો સંતોષ ન થયો. તેણે વાતનો ભેદ જાણવા માટે સારથીને પૂછ્યું સારથીએ બધી હકીકત જણાવી.

દેવવ્રત પછી તે માછીકન્યાના પિતા પાસે ગયો અને તેની શરત કબુલ–મંજુર કરી કન્યાની માગણી કરી.

તેણે **પ્રતિજ્ઞા** કરી કહ્યું કે આજથી હું રાજ્યના મારે માટેના તમામ હક છોડી દઉં છું અને તમારી પુત્રીના સંતાનને ગાદીએ બેસાડીશ.

રાજકુમારની પ્રતિજ્ઞા સાંભળી માછીએ કહ્યું કે આપ ને આપનાં છોકરાં ન પાળે તો પાછળથી ઝઘડા ઉભા રહે.

આ વાતથી દેવવ્રતને ઘણો ગુસ્સો ચઢયો. અત્યંત આવેશમાં આવી જઈ તેણે કહ્યું–"માછીરાજ! હું બધાની સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે હું આજન્મ કુંવારો રહીશ. તમારી શરત પુરી કરવા માટે જીવનભર બ્રહ્મચર્ય પાળીશ."

આ પ્રતિજ્ઞાથી માછીને સંતોષ થયો. તેણે પોતાની કન્યા સત્યવતીને રાજકુમાર દેવવ્રતના હાથમાં સોંપી. ત્યાર-બાદ તે પિતા પાસે ગયો. સત્યવતી મળવાથી મહારાજ શંતનુનો આનંદ માતો ન હતો! રાજા તેની સાથે વિવાહ કરી સુખપૂર્વક દિવસો વીતાડવા લાગ્યા. પોતાના પુત્રનો સ્વાર્થ–ત્યાગ જોઈ તેમણે તેને આશીર્વાદ આપ્યો કે જ્યારે તું ઇચ્છા કરીશ ત્યારેજ મરીશ.

રાજકુમારે પોતાનાં વચન જીવનસુધી પાળ્યાંઃ આ **ભીષ્મ–પ્રતિજ્ઞા**થી તે મહાભારતમાં **ભીષ્મ** તરીકે ઓળખાયો.

"**રસિક**"



# ઈન્દ્રધુમ્નનું સ્વર્ગ

ઇન્દ્રધુમ્ન નામનો રાજા પોતાના પુણ્ય પ્રભાવથી સ્વર્ગ સુખનો અધિકારી થયો હતો. એક વખતે તે રાજાએ કરેલાં પુણ્યનાં કાર્યો જગતમાં મોજુદ છે એમ જાણનાર કોઇ રહ્યું છે કે નહિં એ જાણવાની ઇચ્છાથી તે ફરિવાર પૃથ્વિ ઉપર આવ્યો. પોતાને ઘણાંયે વર્ષો વ્યતીત થઇ ગયેલાં હોવાથી કોઇ ઓળખે તેમ નહોતું તેમજ પોતે પણ કોઇને ઓળખતો નહોતો. છેવટે વિચાર કરીને ઇન્દ્રધુમ્ને માર્કન્ડેય નામના રૂષિ પાસે જવાનું નક્કી કર્યું.

માર્કન્ડેય ઋષિ સન્મુખ ઇન્દ્રધુમ્ને જઇને પ્રણામ કર્યાં અને કેટલીક વાતચીત થયા બાદ પુછ્યું—હે મહારાજ ! ત્હમે ઇન્દ્રધુમ્નને ઓળખો છો ? માર્કન્ડેય રૂષિ બોલ્યા—ઇન્દ્રધુમ્નને તો હું ઓળખતો નથી, પરન્તુ મ્હારા પહેલાંનું પ્રાવારકર્ણ નામનું એક ઘુવડ હજુ હૈયાત છે તે ઘણા જુના વખતનું છે—કદાચ ઇન્દ્રધુમ્ન રાજાને એ ઓળખતું હશે. ત્હમે તેની પાસે જાઓ. એ ઘુવડ હિમાલયમાં રહે છે તેથી ત્યાં તમને તે મળશે.

માર્કન્ડેય રૂષિની વાત સાંભળી ઇન્દ્રધુમ્ને એક ઘોડાનું રૂપ ધારણ કર્યું અને માર્કન્ડેયને વિનતિ કરી કે, તમે મારી પીઠ પર સ્વાર થઇ મારી સાથે પધારી તે ઘુવડનું સ્થળ મને બતાવો. એટલી કૃપા કરો. માર્કન્ડેય રૂષિ ઘોડાપર સ્વાર થયા અને બન્ને પ્રાવારકર્ણ ઘુવડ પાસે જવા ઉપડયા.

પ્રાવારકર્ણની પાસે જઇને પુછતાં તેણે જણાવ્યું કે—

મને ઇન્દ્રદ્યુમ્ન રાજાની ખબર નથી, પણ અહિંથી થોડેક દૂર પર એક "ઇન્દ્રદ્યુમ્ન" નામનુ સરોવર છે અને ત્યાં મારાથી આગળનો એક નાડીજંઘ કરીને બગલો રહે છે તે કદાચ જાણતો હશે માટે તેને જઇને પુછવાથી ખાત્રી થાય. પ્રાવારકર્ણની વાત સાંભળી તેને પોતાની સાથે તે સ્થળ બતાવવા આવવા કહી સાથે લીધો અને ત્રણે જણ નાડીજંઘ નામના બગલા પાસે પત્તો મેળવવા રવાના થયા.

નાડીજંઘને જઇ મળ્યા અને પુછતાં તેણે જણાવ્યું કે—આ તળાવનું નામજ ઇન્દ્રદ્યુમ્ન છે, પરન્તુ રાજાની મને યાદ નથી. તોપણ મ્હારા પહેલાંનો એક કાચબો અકુપાર કરીને આ તળાવમાં રહે છે તે મારા આગળનો છે એટલે તેને પુછી જોવાથી ખાત્રી થશે. વળી સર્વ કાચબા પાસે જવા નીકળ્યા.

સર્વ મળી પેલા કાચબા કને જઇને પુછ્યું કે—તુ ઇન્દ્રદ્યુમ્ન રાજાને ઓળખે છે ? કાચબે કહ્યું—હા. આ તળાવ એ રાજાએ બંધાવેલું છે. ઉપરાંત એ રાજા જ્યારે આ પૃથ્વિ પર રાજ્ય કરતો હતો. ત્યારે તેણે પોતાના વખતમાં ઘણા ઘણા યજ્ઞો પણ કરેલા છે. તે રાજા તો મહાન પુણ્યશાળી અને પ્રતાપી થઈ ગયો છે તેમજ ઉદાર પણ પણ તેવોજ હતો.

આ રીતે ઇન્દ્રદ્યુમ્ન રાજાની કીર્તિના વખાણ સર્વના જાણવામાં આવ્યાં. સર્વ ખુશ થયા અને ઇન્દ્રદ્યુમ્ન પાછો સ્વર્ગમાં ગયો.

**રેવાશંકર જાંદવજી વ્યાસ**

# નિઃસ્વાર્થી બાળક.

શિયાળાનો દિવસ હતો, સાંજ પડવાની થોડીકજ વાર હતી. ઠંડી કડકડ પડતી હતી.

બિચારાં રામુના માબાપ કાલેજ અચાનક ગુજરી ગયાં હતાં. આજે લેણદારોએ તેને તેના ઘરમાંથી હાંકી કાઢયો. કોઈનેય દયા ન આવી. પાડોશીઓનેય દયા ન આવી. મિત્રોનેય દયા ન આવી, બિચારો નાનો બાળક, ક્યાં જાય? તે ગામની ધર્મશાળાના ઓટલે બેઠો બેઠો રડતો. તેના હાથમાં ફકત એકજ ભાખરી હતી. ઠંડી ન લાગે માટે પોતાનાં બધાં કપડાં પહેર્યાં હતાં.

રામુ થોડો વખત બેઠો એટલામાં એક ઘરડી ડોશી આવી. તે ધ્રુજતી હતી. તેણે રામુને પૂછ્યું, " ભાઇ, હું બે દીવસની ભુખી છું, તારી પાસે કંઇ હોય તો આપ. ભગવાન તારૂ ભલું કરશે. "

રામુને દયા આવી. તે દયાળુ હતો. ભાખરીવાળો હાથ ઉંચો થયો. નીચો થયો. ફરી ઉંચો થયો. બસ, બિચારા રામુએ ભાખરી આપી દીધી.

કેવો દયાળુ બાળક ! ભુખ તો તેને પણ લાગી હતી. ગામમાં જઇ ભીખ માગવાનો વિચાર કર્યો. રામુ ઓટલેથી ઉતર્યો અને ગામમાં ગયો.

થોડેકજ દુર ગયો એટલામાં રામુએ રસ્તામાં એક બાળક જોયું. તે ઠંડીથી ધ્રુજતું ધ્રુજતું રડતું હતું. તે બોલ્યું,

" ભાઈ મને બહુજ ટાઢ વાય છે. કંઇક વસ્ત્ર આપોને. ઓરે ! રામ ! રામ !

રામુને દયા આવી, પોતાનું પહેરણ આપી દીધું. રામુએ ધોતીયાનો એક છેડો શરીર ઉપર ઓઢયો. તે થરથર ધ્રુજતો પાસેની ઝાડીમાં ચાલ્યો ગયો.

થોડેક દુર એક ઝુંપડી હતી ત્યાં એક દીવો બળતો હતો. રામુ ઝુંપડીની અંદર ગયો. અંદર એક નાની છોકરી બેઠી હતી, તેની પાસે એક નાનું બાળક પડયું હતું તે ઠંડીથી ધ્રુજતું ધ્રુજતું રડતું હતું. છોકરી પણ રડતી હતી.

રામુ અંદર ગયો પોતાની ધોતલી કાઢી. તરતજ ધીરે રહીને રડતાં બન્ને બાળકોને ઓરાઢી દીધી. ઝુંપડીમાંથી બહાર નીકળ્યો અને આગળ ચાલ્યો.

રાત્રિ પડી હતી. આકાશમાં તારા ઝગઝગ પ્રકાશી રહ્યા હતા. સઘળી જગ્યાએ અંધારૂ ઘોર હતું. ઠંડી પવનની લ્હેરો ફૂંકાતી હતી. રામુ પણ ધ્રુજતો હતો તે બોલ્યો. " કે ભગવાન, ભલે મને ઠંડી લાગે પણ આવાં નાનાં બાળકો ઠડીથી ન ધ્રુજાવીશ. "

એટલામાં તેની પાસે પ્રકાશ પ્રકાશ થઈ રહ્યો. તેણે આકાશ તરફ નજર નાખી. ઉપરથી કોઈ કંઈક નાખતું હતું. એક સુંદર અને ગરમ કપડાનું પહેરણ તેની ઉપર પડયું.

પ્રકાશથી તે અંજાઈ ગયો. તેણે નીચે જોયું. જમીન ઉપર રૂપીઆ પડેલા દીઠા. તે નીચે બેઠો અને એકઠા કરી લીધા.

**અંબાલાલ પટેલ**

# શિઆળ અને બોર



(બાળવર્ગ માટે)

એક શિયાળ હતી.
એ શિયાળ ભૂખી હતી.
તેથી એ બોરડી નીચે ગઇ.
એ બોરડી પર બોર હતાં.
એ બોર પાકાં હતાં.
શિઆળને એ બોર ખાવાં હતાં.
પણ એ બોર ઉંચે હતાં.
તેથી એક ઠેકડો માર્યો.
બીજો એક ઠેકડો માર્યો.
ત્રીજો ઠેકડો માર્યો.
બહુ ઠેકડા માર્યા,
પણ પહોંચી નહિ.
એ બોલી.
આ બોર ખાટાં છે.
મારે ખાટાં બોર ખાવાં નથી.



# આળસુ છોકરો



(બાળવર્ગ માટે)

મગન નિશાળે ગયો.
છગન નિશાળે ગયો.
પણ ગમન નિશાળે ગયો નહી.
તેને રમવું હતું.
તે ચકલી પાસે ગયો.
ચકલી ઘાસ લેવા જતી હતી.
તેથી ગમને ચકલીને બોલાવી.
ચકલી બેન, ચકલી બેન,
આવ, આપણે રમીએ.
ચકલી બોલી, મારે ઘાસ લેવા જવું છે.
મારે રમવું નથી.

પછી ગમન મધમાખી પાસે ગયો.
મધમાખી મધ લેવા જતી હતી.
ગમને મધમાખીને બોલાવી.
મધમાખી બેન, આવ, આપણે રમીએ.
મધમાખી બોલી, મારે મધ લેવા જવું છે.
મારે રમવું નથી.
પછી ગમન બોલ્યો.

મગન ભણુવા જાય છે.
છગન ભણુવા જાય છે.
ચકલી ઘાસ લેવા જાય છે.
મધમાખી મધ લેવા જાય છે.
તો હું પણુ નિશાળે જઇશ.
પછી ગમને પાટી લીધી.
ચોપડી લીધી.
અને નિશાળે ગયો.



# રાજા અને ખેડુત

એક દિવસ એક રાજા તેના પ્રધાનને લઇને ખેતરોમાં ફરવા નિકળ્યો. ત્યાં તેઓએ એક ઘરડા ખેડુતને તેનું ખેતર ખેડતાં જોયો. રાજાએ તેના અશ્વ નજીક ઉભા રહીને પુછ્યું "અરે ઘરડા માણુસ ! તું શા માટે હવે પ્રભુનું નામ લઈ ભકિત કરતો નથી ? ખેડુતે જવાબ આપ્યો " સાહેબ ! મેં તે કરવા ધાર્યું પરંતુ તેમાં પ્રભુની ઇચ્છા ન હોવાથી નિષ્ફળ નિવડયો " ફરીથી રાજાએ પુછ્યું " તું શા માટે તે કરતો નથી ? ખેડુતે પ્રથમ મુજબ જવાબ આપ્યો–ત્રીજી વખત રાજાએ તેજ પ્રશ્ન કર્યો અને ખેડુતે તેજ જવાબ આપ્યો. રાજાએ પછી બીજો સવાલ કર્યો " તમે લોકો કોને આધારે આ ધંધો કરો છો ? " ખેડુતે જવાબ આપ્યો " રાજાને આધારે " રાજાએ પુછ્યું " રાજા ન હોય તો

ડુતે જવાબ આપ્યો "અમે પ્રધાનના
કરીએ છીએ" રાજાએ પુછયું "અને
... તો?" ખેડુતે જવાબ આપ્યો "તો અમે
પર આધાર રાખીએ છીએ" રાજાએ કહ્યું "આ
ભેદ જાણવા તારી પાસે કોઈ પણ માણસ આવે
ની પાસેથી પ્રથમ મોટી રકમ લીધા વિના આ
ો નહિ" આટલું કહી રાજા તેને મહેલે ગયો
ાની સાથે આવેલા વજીરને બોલાવીને પુછયું
અને મ્હારી બંનેની વાતો વચ્ચેનો અર્થ મ્હને
ા. જો એ વાતનો ભેદ ૨૪ કલાકની અંદર મને
ો તો હું તને બરતર્ફ કરીશ" વજીર ઘણોજ
ર થયો અને અંતે તેણે તે ખેડુત પાસે જવાનું નક્કી
જીર ખેડુત પાસે ગયો અને પોતાને તે વાત સમજાવવા
વિનતી કરી. ખેડુતે પ્રથમ ત્રણ હજાર રૂ. લીધા
ે વાત કહેવાની ના પાડી આથી વજીરે ત્રણ હજાર
આપ્યા. રૂ. લઈને ખેડુતે વાત કરી ખેડુતે કહ્યું કે
ને રાજાએ પુછયું કે તું શા માટે પ્રભુની ભકિત
! ? એનો અર્થ એજ કે તું શા માટે નાનપણમાં
હિ કે જેથી ઘડપણમાં તારે આ ઉપાધિ રહેત
રણ તારા છોકરા આ કામ કરત. ત્યારે મેં જવાબ
કે હું પરણ્યો હતો પરંતુ પરમાત્માની મરજી એવી
મને છોકરાં થયાં નહિ. રાજાનો બીજો પ્રશ્ન એ
કે તું શા માટે બીજીવાર પરણ્યો નહિ. મેં જવાબ
લો કે હું પરણ્યો હતો પરંતુ એથી પણ છોકરા થયા

નહિ. રાજાનો ત્રીજો પ્રશ્ન એ હતો
માટે ન પરણ્યો ? મેં પ્રથમ મુજબ
એ પછી તમે કોને આધારે ધંધો કરો છો
રાજાએ મને કર્યો આવી મેં જવાબ આપ્યો કે
કારણ જુલાઇ મહીનો એ અમારી સાથેનો આ
રાજા છે કે જે મહિનામાં અખુટ વરસાદ વર
વખતે અમારા ખેતરોને સારૂં પાણી મળે છે. ર
શરૂ થાય છે. રાજાએ ફરી પ્રશ્ન કર્યો કે ધારો
હોય તો તમે શું કરો ? આનો જવાબ મેં એજ
કે જો જુલાઇ માસમાં વરસાદ ન વરસે તો અમે
પર મુલ્તવી રાખીએ છીએ જેને અમે પ્રધાન રૂપ
છીએ. ખેડુત લોકોને માટે તે અત્યુત્તમ દ્વિતીય
છે. આ પછી રાજાએ પ્રશ્ન કર્યો કે પ્રધાન ન હે
આનો મેં એજ જવાબ આપ્યો કે અમે રાજકુ
આધાર રાખીએ છીએ જેને અમે સપ્ટેમ્બર મા
છીએ કે જે વખતે વસંત ઋતુમાં થયેલા
લણીએ છીએ. આજ અમારી વાતનું સ્પષ્ટીકરણ
આ વાત સાંભળીને, રાજા અને ખેડુતના ડહાપ
બનીને ત્યાંથી ચાલતો થયો.

વરજીવનદાસ ગોપાલજી

**સમાપ્ત**